# બાલજીવન



બાલજીવન કાર્યાલય—બાજવાડા—વડોદરા
તંત્રી : રમણલાલ નાનાલાલ શાહ
લવાજમ : હિંદમાં વાર્ષિક રૂા. ૩). ભેટ ચોપડીને ટ. ખ. સાથે
હિંદ બહાર રૂા. ૪. બ્રહ્મદેશ રૂા. ૩. આ અંકના ૬ આના



# દી પો ત્સ વી

આંગણીએ સાથિયા પુરાવો, ને અક્ષતે વધાવો,
દીપોત્સવી મહોત્સવે.
બારણીએ તોરણ બંધાવો, કુમકુમ છંટાવો,
દીપોત્સવી મહોત્સવે.

(ચાલ)

તકતા ને હાંડીઓ આ ઝુંમ્મર ચિત્રામણાં
ગૃહના શણગાર રંગભેર રળિયામણાં
ઘરની અભરાઇઓ સજાવો, ને ઓરડા સોહાવો,
દીપોત્સવી મહોત્સવે.

(સાખી)

દૂધે ધોવા ઉંમરા, ફૂલડે સજવા ગોખ
રમણિય રંગોળી વડે, ફળિયું શેરી ચોક.
સુશોભિત દીપક ઝગાવો, ને રેંટિયા ચલાવો,
દીપોત્સવી મહોત્સવે.

(ચાલ)

સ્નેહ સંપ સહાયનાં ઉપકારી તત્વો ખીલવવા,
યુગધર્મના અવતારની આ ગ્રામલક્ષ્મી પૂજવા,
ઉત્સવનાં વાદ્ય વગડાવો, ને ગામ ગજવાવો,
દીપોત્સવી મહોત્સવે.

[illegible]બહેન ગૌરીશંકર દવે



# ગાતી ચકલી

( ચોપાઇ )



ચકલી ઝાંખે ભૂરે વેશ,
કોટે કાળી બાંધી લેસ;
પણુ તે ધીમું ધીમું ગાય,
"ચપળ ચતુરને સૌ સુખ થાય." ૧
બેઠક ઊંચી ગમતી નથી,
તેને નીચી ફાવી જતી;
બેસે ગોતી નીચી વાડ,
કે તે બેસે નાને ઝાડ. ૨
કદી છજે, કાં તો છાપરે,
ખળખળ વહેતે ધીમે ઝરે;
ત્યાં પણ એવું મીઠું ગાય,
રણકા ગીતતણા ઉભરાય. ૩
ગાતી ગાતી કહેતી જાય:–
"નીચા વાસે સ્વર્ગ સહાય,
"સાચ સદાચારે જય થાય,
"ચપળ ચતુરને સર્વ ચહાય." ૪
ગમે ગીત, ને ગમતાં વેણ,
સાચાં નમણાં ભાવિક કહેણ;
ગમે મને તો ગોઠીપણાં,
પ વ ન પ રી પાંખાળીતણાં. ૫.

વિઠ્ઠલરાય ચ. આવસત્થી




# ઉંદરની વાત

તમે મને ન ઓળખ્યો ? ચિત્રમાં મારી પૂંછડી અને પાછલા બે પગ તમે જોઇ શકશો. પાછળ માસીજી દોડે છે, એટલે હું કોણ છું તે તમે હવે તો સમજી ગયાં હશો.

હું કેમ દોડું છું તે પણ તમને સમજતાં વાર નહિ લાગે. ચારૂની બાએ એને પુરી ખાવા આપી હતી. પુરી ખાતાં



ખાતાં ઊંઘ આવી. પેટી ઉપર પુરી મૂકી ચારૂ તો ઊંઘી ગઈ.

મેં પુરી જોઇ. પુરી ખાવા હું ધીમે રહીને બહાર આવ્યો.

પણ કોણ જાણે ક્યાંથી પેલાં મીનીમાસી તે જ વેળા ત્યાં આવી ચડયાં. મેં પુરી જોઇ અને મીનીમાસીએ મને જોયો.

પુરી પુરીના ઠેકાણે રહી, અને હું જોર કરીને નાઠો. મીનીમાસીએ મને પકડવા મહેનત તો બહુ કરી, પણ હું ઝડપથી મારા દરમાં પેસી ગયો.

મીનીમાસી હાથ ઘસતાં રહી ગયાં.

તમને એમ હશે કે પુરી મીનીમાસી જમી ગયાં હશે. પણ ના; ખોટી વાત. મારી ને બિલાડીની ધમાચકડીમાં ચારૂબહેન જાગી ગયાં. ચારૂબહેનને પુરી સાંભરી, ને એ ખાઇને પાછાં આંખ મીચીને ઊંઘી ગયાં.

ચારૂબહેન ઊંઘી ગયાં, ને મીનીમાસી પગ ઘસતાં રહી ગયાં.

મીનીમાસી પગ ઘસતાં રહી ગયાં, ને ખોરાકની શોધમાં બીજે ભટકવા નીકળી ગયાં.

મીનીમાસી બીજે ભટકવા ગયાં, ને હું પણ ખોરાકની શોધમાં મારા દરમાંથી બહાર નીકળી ગયો.

રમણલાલ નાનાલાલ શાહ





## કોણ કર્યાં ?

ચમકંતી વીજળી,
ગરજંતા મેહુલો,
સૂસવતા વાયરા
કોણે કર્યા ?
ચાંદો સૂરજ ને
ટમકંતા તારલા,
વાદળીએ નવરંગ
કોણે કર્યા ?
ઊંચેરા પહાડ ને
જંગલનાં ઝાડવાં,
ઘૂઘવતા સાગરો
કોણે ભર્યા ?
સૃષ્ટિને ધારનાર
નિયમે ચલાવનાર
જબરા જગદીશ છે
એણે કર્યા.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



# ઊંટગાડીનો સ્વાદ

ઘણા વખતથી થતું હતું કે કચ્છની ઊંટગાડીમાં બેસીએ. એક વાર એવો મોકો આવી ગયો.

કચ્છમાં ભૂજ નજીક કલ્યાણપર ગામ છે. ત્યાંની શાળા જોવા હું ગયેલો. શાળા તો જોઇ, પણ મારે તે જ સાંજે ભૂજ પહોંચવું હતું. ભૂજથી બંધાવી મંગાવેલો ટપ્પો આવ્યો નહિ, ને અમે ચિંતામાં પડયાં.

ગામને પાદર જઈ અમે તો ટપ્પાની રાહ જોઇ બેઠાં. પણ ટપ્પો તો આવનાર જ ન હતો. ભૂજમાંથી નીકળ્યો હોય તો આવે ને ?

દિવાળીબેનને થયું કે ગમે તેમ કરી વાહન મેળવવું. રેંકડાવાળાને પૂછ્યું તો કહે કે બળદ સીમમાં ગયા છે. હવે? હવે દિવાળીબેને પાંચ-સાત ખેતર દોડતાં દોડતાં એક ઊંટ-ગાડીવાળાને પકડયો. તેની સાથે ભાડું ઠરાવ્યું અને ઊંટગાડી લઇને તે કલ્યાણપરના પાદરે આવ્યાં.

ઊંટગાડી જોઇને મને થયું: “ હાશ, ઠીક થયું. આજે ઊંટગાડીમાં બેસાશે !”

ઊંચા ઊંટની ડોકે ગાડીની ધોંસરી નાખેલી હતી. ધોંસરી ઊંચી થવાથી ગાડી છેક નીચી ગઇ હતી. ગાડીમાં ઊંચેથી નીચે એમ ઢાળ દેખાતો હતો.

દિવાળીબેનને મારી દયા આવી, ને તે એક ચામડાંની ગાદી લઇ આવ્યાં. ઠાંઠ આગળ ગાદી નાખીને હું તેના પર બેઠો; પછી આગળના ભાગમાં દિવાળીબેન અને શારદાબેન બેઠાં.

ઊંટગાડી ચાલી. રેતાળ રસ્તા ઉપર તે સળળ સળળ કરતી ચાલવા માંડી. મને થયું: “ ઠીક છે; આ ગાડી કંઈ

કાઢી નાખવા જેવી નથી.'' અને હું તો ચામડાની ગાદી પર બેઠો હતો.



પણ થોડી વારે રેતાળ રસ્તો પૂરો થયો, અને પથરાવાળો રસ્તો આવ્યો. ઊંટ તો પોતાની રીતે લાંબી ડોકે અને પહોળા લાંઘે જતો હતો. પૈડાં ધડધડ પથરા ઉપરથી પડવા લાગ્યાં, અને અંદર બેઠેલાને હલાવવા લાગ્યાં.

શારદાબેન અને દિવાળીબેન વારેવારે ગાદી તરફ ઢળી આવે, અને વારેવારે ઉપરના ભાગ તરફ જાય. થોડીક વાર થાય અને એક પથરા ઉપર પૈડું ચડીને ધડ લઇને નીચે પડે. એમ બધાં ધડાક દઇને ગાડીમાં ઠબલાઇએ.

મારી નીચે તો ગાદી હતી, પણ દિવાળીબેનને અને શારદાબેનને તો વાંસામાં અને ઢીંઢામાં કાંઈ લાગે ! એટલામાં ઊંટવાળો ઊંટને લાકડી મારે ને ઊંટ ઓછામાં પૂરું દોડે. પછી તો તપેલીમાં ઊકળતા બટેટા જેમ અમે ઊંચાંનીચાં થવા

માંડીએ. ગાડાને ઘણું થોભી રાખીએ પણ શાનું હાથમાં રહે?

એટલામાં વળી નદી તરફ જતો ઢાળ આવે. જ્યાં ચીલો ચાલ્યો હોય ત્યાં જ ચાલ્યા કરે, એટલે ચીલો ઊંડો ગયો હોય ત્યાં ઊંડો જ જાય !

એક પૈડું ઊંડું ઊંડા ચીલામાં ઊતરે અને બીજું પૈડું બીજી બાજુએ ઊંચું ઊંચા ચીલામાં રહે. પછી જોઇ લો અમારો દેખાવ ! આખી ગાડી છેક ખાંગી થઇ જાય, ને હમણાં જ બધાં હેઠે પડીશું એમ થાય.

ઊંટને તો ઘરના હેવા. તે ગાડી ખેંચીને પૈડાને બહાર કાઢે એટલે અમારા જીવ ખોળિયામાં આવે. એટલામાં વળી ઢાળ આવે. ઢાળ કાંઇ સીધાસાદા નહિ; ખાડા, ટેકરા, પથરાવાળા ઢાળ. એના ઉપર ઊંટ દોડે, પાછળ ગાડી દોડે, ને અંદર અમે ઊછળીએ–દોડીએ.

આમ અમારી ઊંટગાડી આખરે ભૂજ પહોંચી.

(સ્વ.) ગિજુભાઇ

છબી લેનાર :] જવારા [કનુ દેસાઇ




# દામુ સોની

ટીક ટીક કરતી ધરી હથોડી,
સોનું લઇને દામુ સોની
કેવાં કેવાં
ઘડે ઘરેણાં !
ચંદનહાર, વીંટી, મગમાળા,
નાજુક નથની, એરીંગ નાનાં.
બંગડી કિંમતી
ને રૂમઝુમતી,
ઘુઘરિયાળાં વળી સાંકળાં,
રોજ ઘડે એ જાતજાતનાં.

સોમાભાઈ ભાવસાર



# ખેડુનું પરોઢ

[હીંચ]

મરઘાં બોલે છે માડી ! વીતી મધરાતડી !
પૃથ્વીએ પંઢિયાં પરોઢિયાં જીરે !
શમણાંમાં ઝીણું ઝીણું ઝબકે છે ફૂલડાં !
તારાનાં હોલાતાં કોડિયાં જીરે !
જાગ્યા પવન, જાગ્યા પંખીના કંઠમાં
વાગે છે પ્રેમના પાવા જીરે !
બોલે છે શ્લોક પેલા શાસ્ત્રીના છોકરા,
નદિયુંને નીર જાય નહાવા જીરે !
મીરાંનું ગીત ગાઈ ઊઠો ની માત ! તમે
દિયો મને બહેનીનાં ધોડિયાં જીરે !
લાવીને ઢોર બહાર બાંધો ગમાણમાં
અજવાળો ઓરડીનાં કાઢિયાં જીરે !
ગોતે ગવાર મારા ધોરીડાને મેલજો,
ગાવડીને મેલજો ગૂગળી જીરે !
આપણે તે દેશ માડી ! માગ્યા છે મેવલા,
ભેંસોની દેહ કેમ દૂબળી જીરે ?
ઊઠો ને માડી ! આવે ઉષાની ઊડતી
ઝાકળની ઝીકભરી ચુંદડી જીરે !
બાંધોની ભાત, મારા બળદોની સંગ મારે
ધરતીની ફરવી કુંદડી જીરે !

રમણિક અરાલવાળા

# બાલપાઠો

[૧]

ખાટી ખાટી આમલી.
કડવી કડવી કાચલી.
ગળી ગળી સાકર.
મીઠી મીઠી દરાખ.
તીખું તીખું મરચું.
તૂરું તૂરું આંબળું.
મીઠા વગરનું મોળું.

[૨]

કંકુનો રંગ રાતો.
હળદરનો રંગ પીળો.
વાદળનો રંગ ભૂરો.
પાંદડાંનો રંગ લીલો.
મેશનો રંગ કાળો.
દૂધનો રંગ ધોળો.
નારંગી રંગ નારંગીનો.
જાંબુડિયો રંગ જાંબુડાંનો.
તપખીરિયો રંગ તપખીરનો.
કેસરિયો રંગ કેસરનો.
કીરમજી રંગ સેતુરનો.
નીલો રંગ ગળીનો.

વસંત નાયક




# રામજી રડે ચડ્યા

એક દિન પૂનેમ કેરી રાત કે, રામજી રડે ચડયા રે લોલ.
દોડયાં કૌશલ્યા ગભરાતે કે, રામજી રડે ચડયા રે લોલ.
દોડી આવી દાસી તમામ કે, રામજી રડે ચડયા રે લોલ.
કોઇ લાવી અંજીર બદામ કે, રામજી રડે ચડયા રે લોલ.
કોઇ લાવી છે સુંદર મોર કે, રામજી રડે ચડયા રે લોલ.
છાના રહે ના રડે કરી શોર કે, રામજી રડે ચડયા રે લોલ.
માતા દાબે છાતી સાથે કે, રામજી રડે ચડયા રે લોલ.
ફેરવે હાથ પોતાનો માથે કે, રામજી રડે ચડયા રે લોલ.
લાડકા છાના રહો, રડશો ના કે, રામજી રડે ચડયા રે લોલ.
થાકયા સમજાવી નવ માને કે, રામજી રડે ચડયા રે લોલ.
રાજા દશરથ દોડી આવ્યા કે, રામજી રડે ચડયા રે લોલ.
તેણે સુમન્તને તેડાવ્યા કે, રામજી રડે ચડયા રે લોલ.
આવ્યા સુમંત બોલ્યા વાણી કે, રામજી રડે ચડયા રે લોલ.
આપો દર્પણ હાથમાં આણી કે, રામજી રડે ચડયા રે લોલ.
દીધું દર્પણ ને શશિ ભાળ્યો કે, રામજી રડે ચડયા રે લોલ.
રામનો કજીઓ સુમંતે ટાળ્યો કે, રામજી રડે ચડયા રે લોલ.

રતિલાલ ગૌરીશંકર ઓઝા





[ચિત્રલેખા] રામજી રડે ચડ્યા રે લોલ! [સરલાદેવી મઝુમદાર






ચીનાઓની નવા વર્ષની ઉજવણી



# બુલબુલ

પિટ-પિટ, પિટ-પિટ, પિટ-પિટ! અરે! આ તો બુલબુલનો અવાજ છે. કેટલો મધુરો, મીઠો, સુંદર અવાજ! રૂપરંગ પણ ઘણાં જ સુંદર ને મનમોહક. કદ નાનું છતાં પણ સરસ. આપણી ગલીમાં કોઇને ત્યાં બુલબુલનું પિંજરૂં છે? જો હોય તો હું જોઈ આવું, અને તેની બધી રીતભાત જોઉં. તેના સ્વભાવથી જાણીતી થાઉં. બે બુલબુલ પક્ષીઓની લડાઈ થાય ત્યારે તે જોવાની પણ મજા પડે છે.

ઘણા લોકો બુલબુલને પાળે છે. બુલબુલ આપસઆપસમાં લડે છે તે જોવાને માટે કેટલાક લોક તેને પાળે છે. બુલબુલની લડાઈમાં સરત ને હારજીત પણ લોકો રાખે છે.

બુલબુલની ઘણી જાતો હોય છે. તેમાંની એક જાતને ગુલહુમ કહે છે. તે ઘણોખરો વખત તેની માદાની સાથે જ રહે છે. તે ઘણું જ સુંદર અને દેખાવડું પક્ષી છે. ગુલહુમનો રંગ કાળો છે. માથા પર મજાની ત્રિકોણી કલગી હોય છે.

કોઇ બુલબુલની છાતી પર સફેદ ટપકાં પણ હોય છે. પૂંછડીની નીચે લાલ ટપકાં હોય છે. આ લાલ ટપકાંને લઈને કહેવત છે કે તેનાં લગ્ન વખતે તેની માએ કપાળે ચાંલ્લો કરવાને બદલે ઉતાવળમાં પૂંછડીની નીચે ચાંલ્લો કર્યો છે!

બુલબુલનો અવાજ બહુ જ મીઠો ને મધુરો હોય છે. તે ફકત ત્રણ કે ચાર રીતે બોલે છે. તેના અવાજથી દરેક માણસ તેના પ્રત્યે આકર્ષાય છે.

તે ઘણું ચંચળ હોય છે. તે એક જગ્યા પર વધારે વખત બેસી શકતું નથી. વારેવારે જગ્યા બદલ્યા કરે છે, ને જ્યાંત્યાં કૂદકા માર્યા કરે છે. તે જમીન કરતાં ઝાડ પર વધારે રહે છે. તે ફક્ત કીડા પકડવાને માટે જમીન પર આવે છે. તે કીડા ખાય છે તે ઉપરાંત ફળ પણ ખાય છે. ટામેટાં વગેરે લાલ રંગનાં ફળ પુષ્કળ ખાય છે.

બુલબુલ ખેતીના પાકને નકશાન કરે છે, પણ કોઇ વખત લાભ પણ કરે છે, કારણ કે જમીન પરથી જીવડાં ને કીડા ખાઇ જાય છે. એ રીતે એ ખેતીને બચાવે છે, ને ઓછું નુકશાન પહોંચાડે છે.

બુલબુલનો માળો ઘણો જ સુંદર હોય છે. તે ઝાડની બે ડાળીની વચમાં માળો બાંધે છે. એનો આકાર પ્યાલી જેવો થાય છે. તે પોચા સુંવાળા ઘાસનો માળો બાંધે છે.

## નાગર નંદલાલજી

[ તાલબદ્ધ વ્યાયામગીત ]



ગોવિંદ ગાયું ચારે રે—નાગર નંદલાલજી
જળ જમુના આરે રે—નાગર નંદલાલજી.
રૂડા રાસ રમે રે—નાગર નંદલાલજી
ગુણવંતને ગમે રે—નાગર નંદલાલજી.
પગ આંટી ધરે રે—નાગર નંદલાલજી
ગગન ગીતે ભરે રે—નાગર નંદલાલજી.
વા વ્યજન કરે રે—નાગર નંદલાલજી
ઝીણો મે' ઝરે રે—નાગર નંદલાલજી.

લટકાળો લાલો રે—નાગર નંદલાલજી
વ્રજજનનો વહાલો રે—નાગર નંદલાલજી.
બળરામનો બેલી રે—નાગર નંદલાલજી
કરે બાળ કેલિ રે—નાગર નંદલાલજી.

પ્રાણશંકર ઉપાધ્યાય

માદા બુલબુલ એકી વખતે ત્રણ ઇંડાં મૂકે છે, અને નર તથા માદા બંને ઇંડાનું સેવન કરે છે. નર-માદા બંને ખૂબ સંપીને રહે છે. નર બહારથી ખાવાનું લઈ આવે છે. બુલબુલને ઘરસંસાર ચલાવવા જે સંપ જોઇએ એ જાળવતાં સારો આવડે છે!

બુલબુલનાં ઈંડાંનો રંગ ગુલાબી હોય છે, અને તેના પર લાલ અને બદામી રંગનાં ટપકાં હોય છે. સાપ, બિલાડી, કાગડા ને ખિસકોલી તેનાં

દુશ્મન હોય છે. તે દુશ્મનો માળામાં પેસીને પણ ઈંડાં ખાઇ જાય છે.

ઇંડાનો નાશ થવાથી બુલબુલને જરા પણ દુખ થતું નથી. તરત જ બીજે માળો બાંધીને નવાં ઇંડાં મૂકે છે. આમ હોવા છતાં પણ બુલબુલની સંખ્યા દુનિયામાં ઓછી હોય છે.

## તા☆ર☆લી

તારલી રે ! ચમક ચમક ચમકન્તી આંખ
તારલી રે ! ફરક ફરક ફરકન્તી આંખ.

તારલી રે ! ઊડી ઊડી આવ ને આનન્દવા;
તારલી રે ! આવ મારી સાથમાં તું ખેલવા.

આભમાંથી વેરતી તું તેજને આ લોકમાં;
ગરબાએ ઘૂમીએ આ અવનિના ચોકમાં.

તારલી રે ! વાત મારા હૈયાની વાંચ;
તારલી રે ! રૂમક-ઝુમક નાચજે તું નાચ.

(વસન્તતિલકા)

મોજે ઘણી ગગનમાં સુરલોકની તેં
માણી-દીઠી હૃદયની રસકુંજ ખીલી;
આવી જરા નિરખ તું અમ કુંજ લીલી
કેવી દિસે અધિક સુન્દર સ્વર્ગથી એ.

તારલી રે ! એવી મારા અંતરની આશ;
તારલી રે ! ખેલ આવી ગુર્જરીના રાસ.

—મૂળજીભાઇ પી. શાહ

બુલબુલને જાળીવાળી પેટીમાં પૂરે છે, ત્યારે ઘણું દુખ થાય છે. તેને જાળીમાં આપણે આપણા શોખ ખાતર પૂરીને દુખી કરવાં ન જોઈએ.

વિજયાલક્ષ્મી મહાશંકર દિક્ષિત

# બકરાનો ઉપદેશ

( જાતકકથા )



એક હતો બ્રાહ્મણ. એ મોટો પંડિત હતો. ઘણા વિદ્યાર્થીઓને ભણાવતો હતો.

હવે, તે સમયમાં એવી માન્યતા હતી કે પોતાના મરી ગયેલા વડીલોનું શ્રાદ્ધ કરવાના નામે લોકો બકરાનો વધ કરતા. બ્રાહ્મણોમાં પણ એ રિવાજ હતો.

એક વાર પોતાના પિતાની શ્રાદ્ધ-તિથિને દિવસે પેલા પંડિતે પોતાના શિષ્યોને એક બકરું આપ્યું ને કહ્યું: “એને નદીએ લઇ જઈ નવડાવી લાવો. એને ફૂલના હાર વગેરેથી શણગારજો.”

શિષ્યો બકરાને લઈ નદીએ ગયા ને તેને નવડાવી ધોવરાવી ફૂલના હાર પહેરાવ્યા. પછી તેઓ ઘર તરફ આવવા તૈયાર થયા.

પણ એટલામાં પેલું બકરું ખડખડ હસી પડયું ને પછી રડી પડયું. શિષ્યોને ખૂબ નવાઈ લાગી.

ઘેર આવી શિષ્યોએ પોતાના ગુરુને વાત કરી. ગુરુજીએ બકરાને પૂછ્યું: “તું હસ્યું કેમ, ને પછી રડયું કેમ?”

બકરૂં બોલ્યું, “પંડિતજી, એ જાણીને તમારે શું કામ છે? તમે તમારું કામ પૂરું કરો ને?”

પણ પંડિતે હઠ લીધી.

છેવટે બકરાએ કહ્યું: “મહારાજ, હું ય આગલા જન્મમાં બ્રાહ્મણ હતું. પણ મેં એક વાર આવી રીતે એક બકરાનો વધ કર્યો હતો તેથી ૪૯૯ વાર મારે આવી રીતે કપાવું પડયું હતું. આજે મારો છેલ્લો વારો છે. હવે હું એ પાપમાંથી છૂટીશ એ વિચાર આવવાથી મને હસવું આવ્યું. પણ પછી તરત જ તમારા પાપનો અને એના પરિણામનો વિચાર આવતાં મને રડવું આવ્યું.”

પંડિત આ જવાબ સાંભળી દિંગ બની ગયા. એમણે તરત જ બકરાને છોડી મૂકયું. તે પછી કોઇ દિવસ પણ પંડિતે કોઇ પણ પ્રાણીનો વધ કર્યો નહિ.

ચન્દ્રશંકર મ. ભટ્ટ




# દેશદેશના નવા વર્ષના ઉત્સવો

જિંદગી ઘણી લાંબી છે. જન્મથી મૃત્યુ સુધી માણસે બહુ લાંબો પ્રવાસ કરવો પડે છે. એને લીધે માણસ એમાં એવી ગોઠવણ કરી લે છે કે એ પ્રવાસમાં પોતે ક્યાંકક્યાંક રોકાઇ જાય, અને પાછલા દિવસોની ગણતરી કરીને એમાં જે કંઈ ભૂલ થઈ હોય એમાં સુધારણા કરી ફરી પાછો નવી ગતિ, નવી સ્ફૂર્તિ અને નવા ધ્યેય અને ઉત્સાહ સાથે પોતાના પ્રવાસની ફરી શરૂઆત કરે.

આ રીતે નવું વર્ષ મનુષ્ય જીવનને આરામ આનંદ ઉલ્લાસ અને ઉત્સાહ આપવાનું કામ કરે છે.

એ કારણે જ્યારે નવું વર્ષ આવે છે ત્યારે માણસો ઉત્સવ ઉજવે છે. પૃથ્વી પર એવો એક પણ દેશ નહિ હોય કે જ્યાં નવા વર્ષનો ઉત્સવ ઉજવાતો ન હોય.

નવા વર્ષના ઉત્સવની રીત આજકાલની નહિ પણ બહુ જૂની છે.

આ નવા વર્ષના ઉત્સવો જુદાજુદા દેશોમાં જુદીજુદી રીતે ઉજવાય છે. સમય અને તિથિઓમાં ફેર હોય છે. આ નવા વર્ષનો ઉત્સવ કેટલાક દેશોમાં કેવી રીતે ઉજવાય છે એ ટૂંકમાં આપણે જોઇએ.

**મહારાષ્ટ્ર અને મહાગુજરાતના ઉત્સવો**

સૌથી પહેલાં આપણે આપણા ભારતદેશની વાત કરીએ.

હિંદ ખેતીપ્રધાન અને ધર્મપ્રધાન દેશ છે. ભારતમાં ધાર્મિક પ્રસંગો ઘણા આવે છે, અને દરેક પ્રસંગ પાછળ કંઈ ને કંઇ ધર્મભાવના હોય છે. આ કારણથી આ દેશમાં નવું વર્ષ ન તો એક તિથિ પર,

વૈશાખ માસમાં નવા વર્ષનો ઉત્સવ ઉજવાતો.

આપણા દેશના જૂદાજૂદા ભાગમાં નવું વર્ષ જૂદાજૂદા પ્રસંગે ઉજવાય છે. મહારાષ્ટ્રમાં ચૈત્રી વર્ષ ઉજવાય છે. એ વર્ષ શાલીવાહન શક ગણાય છે. ગુજરાતમાં દિવાળી પછી કારતકમાં નવું વર્ષ ધામધુમથી ઉજવાય છે. સામાન્ય ખેડૂત પણ એ દિવસે સારૂં ખાવાનું કરીને ખાય છે, કારણ કે એ એમ માને છે કે સપરમે દિવસે સારૂં ખાવાથી અને પહેરવાથી આખું યે વર્ષ સારૂં ખાવાનું અને પહેરવાનું મળે છે.

### બંગાળ અને તિબેટ પ્રદેશના ઉત્સવો

બંગાળમાં તહેવારના દિવસે ઘરનાં બારણાંઓને ફૂલપાનથી શણગારવામાં આવે છે, અને ઠેકાણે ઠેકાણે નાચ અને ગાનની વ્યવસ્થા કરવામાં આવે છે.

ભારતની ઉત્તર દિશામાં પહાડોથી ઘેરાયલો (ત્રિવિષ્ટપ) તિબેટ પ્રદેશ આવેલો છે, ત્યાંના પહાડી લોકો પણ નવા વર્ષનો ઉત્સવ બહુ આનંદથી ઉજવે છે. દિવસો સુધી એ ઉત્સવો ચાલે છે.

સાધારણ લોકો પહેલે દિવસે ઉત્સવ ઉજવે છે જ્યારે રાજા બીજા દિવસને નવા વર્ષ તરીકે ઉજવે છે. આ ઉત્સવમાં કેટલાક લોકો રાક્ષસોના બનાવટી મુખવટા પહેરી નાચે છે, જ્યારે કેટલાક લોકો ભૂત-પિશાચનો નાચ કરે છે.

પછી એક વૃદ્ધ પુરુષ આવીને વાઘનું ચામડું ઓઢેલા માણસ સાથે લડે છે. એ પછી માથા ઉપર કાળી ટોપી પહેરી એક જાદુગર આવે છે અને નાચવાનું શરૂ કરે છે. જોનારાઓમાંથો પણ કેટલાક લોકો એની સાથે ઉછળીને કૂદાકૂદ કરે છે. આ વિચિત્ર રિવાજનું કારણ એવું બતાવવામાં આવે છે કે ત્યાંના વડા ધર્મગુરુ અને સત્તાધારી દલાઈ લામાએ એ પ્રકારનું કોઇ એક વખત સ્વપ્નું જોયું હતું.

### નવા વર્ષનું સરઘસ

ત્રીજે દિવસે દલાઇ લામાના પોશાક સહિત એક સરઘસ નીકળે છે. સરઘસમાં ફરીને એ પોશાક જ્યારે પાછો આવે છે ત્યારે એને દલાઇ લામાના સિંહાસન ઉપર મૂકવામાં આવે છે, અને બૌદ્ધ સાધુઓ લાંબા

પડી એને પ્રણામ કરે છે.

એ પછી એક ઓરડામાં ફળ, રોટલી, મીઠાઇ, માંસ, ઈત્યાદિ રાખવામાં આવે છે, અને એ લેવાને માટે લોકો એકસામટા તૂટી પડે છે. જેને જેટલું જોઇએ એટલું લઇ શકે છે, અને એમ કરતાં એને કોઇ રોકી શકતું નથી. આ રીતે જુદાજુદા રૂપમાં આ ઉત્સવ દિવસો સુધી ચાલુ રહે છે.

---

## દિવાળીના દીવા



દિવાળીના દસ દસ દીવા,
ટોડલિયે ટોડલિયે દીવા;
આંગણિયે આંગણિયે દીવા:
દિલ દિલમાં દીઠા મેં દીવા.

ભાઇ તણે ઓટલડે દીવા, ભાભીને ચોટલડે દીવા;
માડીને હાલરડે દીવા, દિલદિલમાં દીઠા મેં દીવા.

જ્ઞાન મળે જ્યાં દિલમાં દીવા, દિલ મળે જ્યાં જીભે દીવા;
વેણે વેણે જ્યાં જ્યાં દીવા, દિલ દિલમાં દીઠા મેં દીવા.

પુણ્ય પ્રકાશે ઝગમગ દીવા,
હેત-ઉલ્લાસે જગજગ દીવા;
માનવદેવ વિકાસે દીવા,
દિવાળીના દસ દસ દીવા.



ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

---

### ચીનની ઉત્સવપ્રથા

ચીનમાં નવા વર્ષની ખૂબ ધમાલ હોય છે. નવા વર્ષની પાછલી રાતથી આતસબાજી શરૂ થાય છે. ગામનાં બધાં ઘરો જાગ્રત રહે છે.

ગલીઓ અને સડકો ઉપર લોકોની કતાર ચાલુ દેખાય છે. દરેક માણસના હાથમાં એક ફાનસ હોય છે.

નવા વર્ષના દિવસે દરેક માણસ પોતાના ઘરના બારણા ઉપર દ્વારદેવતાની છબી અને એક કાગળ ચોંટાડે છે. કાગળમાં એવું લખેલું હોય

કે ન તો એકસરખી રીતે ઉજવાય છે. સાધારણ રીતે અહીં પહેલાં લખે છે કે "શયતાન દૂર રહો ! અહીં દેવતાનો વાસ છે." તે દેવતાનું નામ ચીયા છે.



કુ. સરલાદેવી રાયચુરા

એ લોકોમાં એક એવી દંતકથા ચાલુ છે કે બે હજાર વર્ષ પહેલાં શયતાનના શત્રુ ચિયા દેવતાએ જન્મ લીધો હતો, જેણે શયતાનોની ખૂબ ખબર લીધી હતી.

નવા વર્ષના દિવસે લોકો એકબીજાને ઘેર આવે જાય છે. એ ઉપરાંત ત્યાં એક બીજો નિયમ એ છે કે નવા વર્ષને દિવસે લોકોએ પોતાનાં પાછલાં કરજની પાઈએ પાઈ ભરી દેવી પડે છે. જે ભરી શકતા નથી એમણે પાછું કરજદાર થવું પડે છે, અને એ રીતે સેંકડો માણસો દેવાળિયા થઈ જાય છે. નવા વર્ષ પહેલાંની પાછલી રાતે ઉત્સવોની ત્યાં ધૂમ મચી રહે છે.

**કુ. સરલાદેવી રાયચુરા**

[ બીજા દેશોના વર્ષોત્સવની રસમય વાતો આવતા અંકમાં આવવાની છે. ]



## બા બ લો

કેવો રૂપાળો દેખાય, બાબલો કેવો રૂપાળો !
ગોરા ગોરા ગાલ છે, સોનેરી વાળ છે.
સુંદર શરીરે સોહાય........બાબલો.

ઘુંટણ ભર ચાલતો, ઘડીઘડી નાચતો
મામ ! મામ ! માગતો જાય....બાબલો.

થનગન નાચતો, તાળી હસી પાડતો
ઝાલું પણ ના તે ઝલાય !....બાબલો.

વિજયાલક્ષ્મી મ. દિક્ષિત

# ચાલો ત્યારે ચીતરીએ







(૧) પહેલાં તો બદામ ઘાટનું આવું એક સાવ સાદું ચિત્ર દોરો. ધોળા કાગળ ઉપર સીસાપેન વતી ચિત્ર કામ કરો.

(૨) એની ઉપર એક એવું ને એવું નીચે એક અવળું, એવાં બીજાં બે ચિત્ર ઉપર બતાવ્યા મુજબ દોરો.






(૩) પછી ઉપરના ચિત્રમાં દર્શાવ્યું એમ પંખીની ચાંચ, આંખો ને પાંખ બનાવવાનું અઘરું નથી. (૪) અને એટલું આવડ્યું તો માથે કલગી ને ઝાડને પાંદડાં દોરી ચિત્રને પૂરું કરવું તો રમત વાત છે !



# કનૈયાને



( રાગ-મોરલા રે
જરી આવી જજે હો ! )



રચયિતા : સૌ. પ્રભાવતી પજવાણી

કનૈયા કહાન ! ફરી આવી જજે હો !
બંસી મધુરી બજાવી જજે હો !—કનૈયા. ૧

સૂનું ગોકુળિયું, સૂનું વૃંદાવન
સૂની એ કુંજો ગજાવી જજે હો !—કનૈયા. ૨

સૂની યમુના ને સૂનો બંસીબટ
કાલિન્દી જળને નચાવી જજે હો !—કનૈયા. ૩

સૂનો ચાંદલિયો ને, સૂના સૂરજદેવ
સૂના તારલિયા ચમકાવી જજે હો !—કનૈયા. ૪

સૂનાં વૃક્ષો ને સૂની વનરાજીઓ
બંસીના નાદે ડોલાવી જજે હો !—કનૈયા. ૫



(૨૭)



# સરસ્વતીનો દરબાર

**પાત્રો** :—સરસ્વતી, દિવાળી, ધનતેરસ, લક્ષ્મીપૂજન, ભાઇબીજ, સંક્રાંત, હોળી, જન્માષ્ટમી, વિજયાદશમી, વગેરે.

**દિવાળી** :—દેવી સરસ્વતીએ પોતાના દરબારમાં હાજર રહેવાનું આપણને નિમંત્રણ આપેલું છે, તેથી આપણે એકઠાં થયાં છીએ. હું આપને જણાવું છું કે બધા તહેવારોમાં સૌથી પહેલું માન મને છે.

**ધનતેરસ** :—સર્વ સ્થળે ધન જ શ્રેષ્ઠ છે. પૈસા મેળવવા માટે ખૂબ મહેનત કરવી પડે છે. જેની પાસે પૈસો નથી તેને કોઈ માન આપતું નથી. હું ધનતેરસ હોવાથી સર્વ તહેવારોમાં પહેલું સન્માન મારું જ છે.

**લક્ષ્મીપૂજન** :—શ્રી એટલે લક્ષ્મી. તેના પૂજનની હું તિથિ હોવાથી હું સઘળામાં શ્રેષ્ઠ છું. સરસ્વતીનું પૂજન મારી સાથે જ થાય છે, તો હું કેમ શ્રેષ્ઠ નહિ ?

**ભાઇબીજ**:—ભાઇબહેનના પ્રેમની તિથિ તે ભાઇબીજ. હું બંધુભાવ વધારૂં છું. ભાઈબીજને દિવસે યમુનાજીમાં સ્નાન કરી બહેનને યથાશક્તિ દાન આપનાર મનુષ્યને યમરાજ મૃત્યુ પમાડી શકતો નથી, એટલે હું સર્વથી શ્રેષ્ઠ છું.

**સંક્રાન્ત**:—ઉદ્યોગ સિવાય ઉન્નતિ નથી, અને ક્રાન્તિ વગર શ્રેષ્ઠતા નથી. મારું નામ સંક્રાંત, એટલે હું ક્રાન્તિ લાવનાર છું. ઉદ્યોગ માટે હું દિવસ મોટો કરૂં છું. વળી હું બધાને તીલ-ગુળ આપું છું અને સારૂં-સારૂં બોલવાનું કહું છું, જેથી હું મોટી છું.

**હોળી** :—જેના ઉપર સંક્રાંત પડે તેનાં સો વરસ પૂરા થઇ જાય છે ! તું બધાને સારૂં બોલવાનું કહે છે પણ કોઈ તારું બોલવું સાંભળતું નથી. આ જગતમાં ભલું થોડા જ ચાહે છે ! વધારે ઉલ્લાસ તેનું નામ ફાલ્ગુન. ખાસ મારા તહેવારોમાં લોકો યથેચ્છ વિચરે છે, અને વસંતઋતુનો આનંદ ભોગવે છે; માટે હું જ સર્વથી શ્રેષ્ઠ છું.

**જન્માષ્ટમી** :—શ્રાવણ વદ આઠમનો દિવસ, શ્રીકૃષ્ણની જન્મ જયંતી તરીકે સારાએ ભારતવર્ષમાં પ્રસિદ્ધ છે, એ આપ સૌ જાણો

છો. એટલે તમારા બધા કરતાં હું સર્વથી ઉત્તમ છું.

**વિજયાદશમી** :—મારૂં નામ જ વિજય સૂચવે છે. વિજયાદશમને દિવસે રાજાઓ પુર ઠાઠમાઠથી સવારીઓ કાઢે છે, આસો સુદ ૧ થી ૯ સુધી નવે દેવીઓ ગરબે રમે છે, અને દસમે દિવસે ઉત્સવ ઉજવે છે. વળી હું તે દિવસે સોનું લૂંટાવું છું, એટલે હું જ સર્વથી શ્રેષ્ઠ છું.



## ઢબુ

ઊંચે ચાંદલીઓ રૂપેરી ઢબુ:
ઊંચે સૂરજદેવ સોનેરી ઢબુ:
ગગનના થાળમાં કેવા મલકાય!
મારા અંતરમાં એવા બે ઢબુ
જીવન સુહવતા કેવા હરખાય!

– મોહિનીચંદ્ર

**દિવાળી**:—સોનું એટલે શમી અને આપટાનાં પાન, એ તારું સોનું! એમાં તું શી મોટાઈ માને છે! ખાલી પાનમાં કોઈનું દળદર ફીટે નહિ.

**સરસ્વતી** :—બહેનો, તમે સૌ પોતપોતાના તહેવારોમાં શ્રેષ્ઠ છો. કોઈ નાની કે મોટી નથી. મેં તમારા બધાનું કહેવું સાંભળ્યું છે. આપણે આપસ–આપસમાં નાના–મોટા માટે લડવું જોઇએ નહિ; પરંતુ એકત્ર થઈને ભારતવર્ષની ઉન્નતિ માટે આપણાં ભારત સંતાનોને આશીર્વાદ દેવા જોઇએ.

**બધા સાથે** :—બોલો! ભારતમાતાની જય!

(દરબારમાં પડછંદો પડે છે અને પાત્રો વિખેરાય છે.)

કેશવલાલ જટાશંકર મહેતા

# શું ચડે? ફાલુદા કે બદામનો હલવો?

**ખ**લીફ હારૂનને એક વાર એના પ્રધાન સાથે વાદવિવાદ થયો.

ખલીફ કહે: ‘ઉત્તમમાં ઉત્તમ ચીજ ફાલુદા છે.’

વજીર કહે: ‘ખાવાની સૌથી ઉત્તમ ચીજ બદામનો હલવો છે; —ફાલુદા નહિ.’

આખરે એવું નક્કી થયું કે કાજી અબૂ યુસૂફને આ બાબત પૂછી જોવું, કારણ એ ખાવાપીવાનો એટલો ભારે શોખીન હતો કે બહુ ખાઇ–ખાઇને એનું પેટ મોટું પડઘમ જેવું થયું હતું.



કાજીને બોલાવવામાં આવ્યો. હારૂન અને એના વજીરની વાતચીત સાંભળી એ બોલ્યો: ‘હું તો કાજી છું. મારે ન્યાય બરાબર ચૂકવવો પડે. મારી આગળ બંને પક્ષકારોને હાજર કરો. એની જાતતપાસ લઈ હું મારો ચૂકાદો આપીશ.’

ખલીફે શાહી બબરચીખાનામાં ઉમદા કીસમનો ફાલુદા અને બદામનો હલવો તૈયાર કરાવ્યો.

બંને ચીજો કાજી પાસે રજુ કરવામાં આવી.

કાજી પેટ પંપાળતો પંપાળતો એ બધી ચીજો ખૂબ લહેરથી ધરાઈ ધરાઈને ખાઇ ગયો.

ખલીફે પૂછ્યું: 'હવે મારા સવાલનો જવાબ આપો. શું વધુ સરસ? ફાલુદા કે બદામનો હલવો ?'

## માડી તારો ખોળો

માડી તારો ખોળો મીઠો,
મીઠો મીઠો મધ........માડી.
આખો દિ' હું ખૂંદું તો ય
થાકે ના તું રજ........માડી.
બચકાં ભરતાં પજવું ત્યારે
ટપલો મારે ટપ........માડી.
ઠાલો ઠાલો ટપલો તારો
મીઠો મીઠો મધ.......માડી.
પેટ ભરીને ખાઉં આપે
ખાતો હું ઝટપટ........માડી.
ખાતાં ખાતાં ધરાઉં ના તો
પટાવતી તું ચટ........માડી.
મારે જો તું માર મને તો
તને રડાવું ઝટ........માડી.
માડી તારો ખોળો મીઠો
મીઠો મીઠો મધ.......માડી.

રસુલભાઈ ન. વહોરા

કાજી ઠંડે કલેજે પેટ પંપાળીને બોલ્યો: 'નામદાર, આપનો ફાલુદા અને બદામનો હલવો, બંને એક બીજાની સાથે જરા પણ મતભેદ કે અણબનાવ વગર મારા પેટમાં આરામ લે છે. હવે બેમાંથી એકને વખાણવા જતાં નાહક બંને વચ્ચે અથડામણ કરાવી મારા ગરીબના શરીરમાં શા માટે પીડા ઊભી કરો છો ?'

કાજીની હાજરજવાબીથી ખલીફ ખડખડાટ હસી પડયો અને એને એક હજાર અશરફી ઇનામમાં આપી.

રમણલાલ નાનાલાલ શાહ

# કડવાં વેણ કહેશો નહિ

મનુષ્યમાત્ર લાગણીને વશ હોય છે. તેથી કરીને કેટલીક વખતે માણસ ક્રોધને વશ થઈ જાય છે. ક્રોધ એવો ખરાબ છે કે મનુષ્યના દરેક સારા ગુણને ઢાંકી દઇ પોતે તેના ઉપર વિજય મેળવે છે.

આપણે ક્રોધને વશ થઈ સામા માણસને અપશબ્દો કહી અપમાન કરીએ છીએ ત્યારે આપણને પછીથી ખરાબ લાગે છે, અને આપણી અધોગતિનું ભાન થાય છે.

જ્યારે આપણે ચીડાઈએ છીએ ત્યારે આપણા શરીરમાં એક જાતનો ક્રોધાગ્નિ સળગી ઊઠે છે, કે જે આપણને અને સામા માણસને–બન્નેને–બાળે છે.



કુ. સુમુખી મજમુદાર, બી. એ.

જેવી રીતે આપણે તીર–કામઠું લઇને ઊભા હોઇએ અને બાણમાંથી તીર છૂટી જાય તે કદી પાછું આવતું નથી, તેમ આપણા મોઢામાંથી એક વખતે અપશબ્દ નીકળ્યા પછી કોઇ દિવસે મોંમાં પાછો પેસતો નથી.

તીર માત્ર શરીરને જ હાની કરે છે, પણ શબ્દપ્રહાર તો મનુષ્યની લાગણી અને હૃદયનો સંહાર કરે છે. કડવા શબ્દો મનુષ્યને રીબાવીને મારે છે. જ્યારેજ્યારે કંઇ પણ બોલવું હોય ત્યારે સંભાળપૂર્વક શબ્દો પસંદ કરો.

કોઇ દિવસ કોઇ પણ મનુષ્યને કડવાં વચન કહેશો નહિ. ઘણી જ મીઠાશથી, નમ્રતાપૂર્વક, અને સરળતાથી સારી રીતે વાત કરવી જોઇએ, જેથી આપણને પણ આનંદ થાય અને સામા માણસને પણ આનંદ થાય.

કુ. સુમુખી મજમુદાર, બી. એ.



# સૌથી મોટું મોતી

મલય બેટમાં એક નાનો બેટ–સમૂહ છે. તેનુ ગામ મેલોવન. ત્યાં વસતા લોકોની જે જાત છે, તેને ડયાકો કહે છે. ડયાકો લોકોનું મુખ્ય



કામ સમુદ્રમાં ડૂબકી મારી મોતી કાઢવાનું હોય છે.

એક વખતની વાત છે.

એક ડયાકે (દાયકાએ) છીપ–માછલીના શિકાર માટે દરિયામાં ડૂબકી મારી. કમનસીબે એક બહુજ મોટી છીપ–માછલીએ પોતાની છીપની ફાડમાં તેનો પગ દબાવી દીધો. તે તેના પગ સાથે લટકી ગઈ. બિચારા ડયાકના દુખનો પાર રહ્યો નહિ. હવે ઉપર જવું એને માટે

અસંભવિત થઇ પડયું. પીડા પણ ખૂબ થવા લાગી. પેલો ઘણી વાર સુધી ઉપર ન આવ્યો, તેથી તેના ભાઇબંધોએ તપાસ કરી, ને તેને જેમ તેમ ઉપર ખેંચી લીધો. છીપ-માછલી પણ સાથે જ ઉપર લટકી આવી. આ માછલી ન હતી, પણ મોટો માછલો !

છીપ-માછલીના બે ભાગો જૂદા કરવામાં આવ્યા. તેમાંથી એક મોટું મોતી નીકળ્યું ! તેની લંબાઇ ૯ ઇંચ, પહોળાઈ પાા ઇંચ ને ઊંચાઇ ૬ ઇંચ હતી. માછલીનું વજન ૨૫૦ રતલ હતું. મોતી બેડોળ હતું. જો સુંદર ગોળ મોતી હોત તો તેની કિંમત ૩૦ લાખ ડોલર ( આશરે એક કરોડ રૂપિયા) થાત. તેનો આકાર માણસના ચપટાં મોં જેવો છે. લાંબો સમય તે મોતી ડયાકો પાસે રહ્યું હતું. તેઓ તેની પૂજા કરતા હતા.

## પ્રભુ બનાવે ચાંદો

પ્રભુ બનાવે ચાંદો મુજને, આખી રાત્રિ ઊગું;
તારાના ટોળાંની સાથે, વહેલો આવી પુગું.
ટમટમ ટમટમ તારા થાતા;
મીઠું મીઠું બહુ મલકાતા.
રાતે આવી અમૃત વરસું, ઘટું કદી નહિ જરીએ,
મનગમતો હું ઉજાસ આપું, ડૂબું નહિ ભર દરીએ.
ફૂલડાં વા ડી ના ફોરાવું;
બા લુ ડા નાં મન મ્હોરાવું.
સૌને ખુબ હસાવું રમાડું, હીંચોળું હર્ષ હીંડોળે;
ખેલાવું ભોળાં ભુલકાંને, ચાં દ ની કેરા ખોળે.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

સન ૧૯૩૭માં એક અમેરિકન મુસાફર તે મોતી અમેરિકા લઈ ગયો. મુસાફરનું નામ હતું કોબે. ડયાકો સરદારના પુત્રને મેલેરિયા-તાવ આવ્યો હતો. આ મુસાફરે એટેબ્રિનનું ઇંજેક્ષન આપી તેને સારો કર્યો હતો, આથી ઈનામમાં તેને આ મોતી મળ્યું હતું.

કેસનજી મણિભાઇ દેસાઇ





નૃત્ય–અભિનય



# દીવાદાંડી

રસ્તે રસ્તે દીવા હોય. રસ્તે રસ્તે ઘર હોય. એક રસ્તો ભૂલ્યા તો બીજો રસ્તો દેખાય. એક દિશા ચૂકયા તો બીજી દિશા મળે. પણ આ તો જમીનની વાતો.

દરિયાની વાતો જૂદી. આજે દરિયે દીવા છે. રસ્તો મળે છે. દિશા-સૂચન થાય છે. વહાણ તૂટતું નથી. પણ જુની વાતો જુદી છે.

પહેલાં ખલાસીઓ વહાણ લઈ દરિયામાં જતાં કેટલાય વહાણવટીઓ ફરી ઘેર નથી આવ્યા. વહાણના ટૂકડેટૂકડા થતાં માણસોની લાસો મળી આવતી. આવું થયા જ કરતું.

ત્યાર પછી માણસને વિચાર આવ્યો: આ કેમ ચાલે ? દરિયો ખેડવો રોજનો થયો. ખેડૂત જમીન ખેડી પેટ ભરે; ખલાસીઓ દરિયો ખેડી પેટ ભરે.

જમીન પર ટેકરા હોય છે. ભેખડો હોય છે. ખૂબ ઊંડા ઊતરેલા મૂળિયાવાળા સમુદ્રછોડ હોય છે. મોટાં મોજાં નીચે આવી ભેખડો, ટેકરીઓ, સંતાઈ રહો છે. વહાણ તૂટે ત્યારે ખબર પડે છે કે અહીં પથ્થરના ડુંગર છે.

છેવટે માણુસે જ નકકી કર્યું હશે કે આનો ઉપાય કરીએ. લોકોને ચેતવણી આપવી જોઇએ કે અહીં ભેખડ છે. અહીંથી વહાણ ન લઈ જશો.

દીવાદાંડી જેટલી બહાર છે તેટલી જ અંદર છે. એનાં ઊંડાં પાણીમાં એનો પાયો કેમ નંખાતો હશે. આ પાયો નાખનારમાં હોંશિયારી, સો માણસની હિંમત અને હજાર માણસનું જોર જોઇએ છે. ઊંચાંઊંચાં મનમોજી મોજાં સાથે કામ કરવાનું. આવા લોખંડી માણસોનો દીવાદાંડી જોતાં જ વિચાર આવે છે.

આવી દરિયામાં બંધાતી દીવાદાંડીનો પાયો નાખતાં વાર લાગે છે. કેટલીય વાર તો વર્ષોનાં વર્ષો નીકળી જાય છે. વળતાં પાણી હોય ત્યારે

કામ કરવા માંડે, અને પાણી આવી ચડે કે પાછા બેસી રહેવાનું. દરિયાનો વિશ્વાસ જ કોણ કરે !



કેટલીય વાર દરિયામાં દરિયાઈ છોડ હોય છે. તે ખેંચી કાઢવા મુશ્કેલ પડે છે. ભેખડોને વર્ષો થયાં વળગી રહેલા હોય છે. માણસ ચત્તોપાટ પડી એને હાથમાં પકડી રાખે છે. પછી જેવું મોજુ જાય છે કે ખેંચી કાઢે છે.

જ્યાં ભેખડ હોય છે ત્યાં લોખંડી પાયા માટે મોટાં કાણાં પાડવામાં આવે છે. ત્રણ વર્ષે માંડ ૧૨ કાણાં પાડી રહે છે. કેટલીક વાર ફક્ત બે જ માણસ આ કામ સાથે કરી શકે. પાણીની દુનિયામાં ફક્ત બે જ માણસ ! સાહસિક લોખંડી મન જ આ બધું કરી શકે.

એક ઠેકાણે દીવાદાંડી બહુ જ ઊંચે હતી, ને જ્યારે ધુમ્મસ આવે ત્યારે દીવો દેખાતો નહીં. હવે એ નીચી કરવી મુશ્કેલ હતી; છતાં ય મહેનત શરૂ કરી.

એક મોટી ફરતી દીવાલ પહેલાં બાંધી. ત્યાં પાણી આવે ત્યાં સુધી કામ કર્યા જ કર્યું. સામે એક માળના ઘર જેવડું લોખંડી મથક બાંધ્યું. પછી બાંધવાનો બધો સામાન ત્યાં રાખ્યો. કામ ચલાવ્યું અને પાર પાડ્યું.

કેટલીક વાર તો હવામાં એક ટેકરીથી મથક સુધી મજબૂત તારના દોરડે આગગાડી બાંધતા. આવી

આગગાડી ભાગ્યે જ તૂટતી અને વજન જોઇએ તેટલું ઊંચકતી. દોરડેથી સરકી એક ઠેકાણેથી બીજે ઠેકાણે સામાન અને માણસ પણ લઇ જતી. અત્યાર સુધી બધો સામાન વહાણોમાં રાખતા અને કામ કરતા. હવે આગગાડીનો પણ ઉપયોગ થાય છે. એમ કહે છે કે ત્યાં હજુ અકસ્માતો થયા નથી, અને આગગાડી પડી પણ નથી.

આ વાતો તો દીવાદાંડી બાંધવાની થઇ. પણ દીવાદાંડી તો એક આઠ માળનું ઘર છે. છેક નીચે સામાન લેવા મૂકવા એક બારણું હોય છે. પછી તેલનો ઓરડો, વસ્તુ ભંડાર માણસને ખાવાનો સૂવાનો અને બીજો સામાન રહે. છેક છેલ્લો એટલે ઉપરનો માળ ફરતો દીવો. આ ફરતા દીવાની ફેરીએ ચારે દિશાના લોકોનાં વહાણોને બચાવ્યાં છે. ફરતી જાય અને બોલતી જાયઃ મારી પાસે કોઇ આવશો નહીં. અહીં ભેખડ છે. અહીં ઉપર રેતીનાં પડ છે. ચેતી જાઓ, ને આઘા જાઓ. જો મારી સૂચના નહિ માનો તો તમારું વહાણ તૂટી જશે.

બધી દીવાદાંડીના પાયા કાંઇ સરખા ન હોય. કોઇનો પાયો બહુ ઊંડો હોય છે. કોઈ ટેકરી ઉપર હોય છે. કોઈ જમીન પર હોય છે.

છેવટે છેક છેલ્લો દીવાદાંડીમાં રહેનાર માણસ. એને ભૂલવો ન જોઇએ. સુંદર પૃથ્વી પરનાં ઘરો મૂકી, છોકરાંછૈયાં મૂકી, દેશવટો ભોગવતો કોઇક પિતા આમ આવી દીવાદાંડીમાં રહે છે. હવે આવતાં જતાં વહાણો શિવાય એનું કોઈ નથી. કંઇક દુખ થાય ને બૂમ પાડે તો અવાજ પાણીની બહાર જાય જ નહીં. કોઇક વાર ઘોર અંધારી રાતે કંઈક વરસાદ, કંઇક વાવાઝોડાં, કંઇક ધુમ્મસ, કંઇક તોફાન, અને ઊંચાંઊંચાં મહાસાગરનાં મોજાં જોઇ એની છાતી છળી જતી હશે. પણ શું કરે ? ફરજ એટલે ફરજ.

કે પછી દીવાદાંડીમાં રહી બધા પથ્થર જેવો એ પણ એક પથ્થર જેવો થઈ જતો હશે ?

સૌ. કપિલા ઠાકોર, બી. એ.



# કાળીચૌદસની કહાણી

એક રાજા હતો. તેનું નામ નરકાસુર. તે ભૂતાનની દક્ષિણે રાજ્ય કરતો હતો. નરકાસુર બધા રાજાઓને બહુ જ ત્રાસ આપતો હતો. તેણે સ્ત્રીઓને પણ હેરાન કરવા માંડી હતી. એના કેદખાનામાં આવી રીતે પકડી આણવામાં આવેલી ૧૬હજાર રાજકન્યાઓ કેદ હતી.

દ્વારકામાં તે વખતે યાદવો રાજ કરતા હતા. એમના અગ્રણી ભગવાન શ્રીકૃષ્ણ હતા.

શ્રીકૃષ્ણ ભગવાને વિચાર કર્યો કે આ સ્થિતિ આપણને નામોશી લગાડનારી છે. જે દુષ્ટ રાજા જગતની જનેતા સમી સ્ત્રીઓને પીડા ઉપજાવે તે રાજ્યનો નહિ પણ નર્કનો અધિકારી બની ચૂકયો હોય છે. એવાને જીવવા દેવો તે ધરતીને ભારે મારવા સમાન છે. નરકાસુરનો નાશ કર્યે જ છુટકો છે.

એ લડવા તૈયાર થયા. એ વેળા એમનાં પત્ની સત્યભામાએ કહ્યું કે: "સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા માટે તમે જાઓ છો તો હું કેમ ઘેર રહું ? હું પણ સ્ત્રી છું. સ્ત્રીઓ માટેના આ ધર્મસંગ્રામમાં હું લડીશ. તમે ભલે મદદમાં રહેજો."

શ્રીકૃષ્ણે શૂરી ક્ષત્રાણીનું વેણ કબૂલ કર્યું.

લડાઇ જામી. તે દિવસે સત્યભામા આગળ બેઠાં હતાં, ને શ્રીકૃષ્ણ રથની પાછળ મદદમાં હતા. ચતુર્દશીને દિવસે નરરાક્ષસ નરકાસુરનો નાશ થયો, ને જૂલમગારના કાળપાશમાંથી મૂકત થયેલા પ્રજાજનોએ આનંદ ઉત્સવ કર્યો.

અને નરકાસુરનો કાળો કેર દૂર થયો એ બતાવવા લોકોએ દીપોત્સવ કર્યો. માટે જ કાળીચૌદસને આપણે નર્ક ચતુર્દશી કહીએ છીએ. કાળીચૌદસ એટલે અધર્મ, અત્યાચાર, અને નારીજાતિના અપમાન ઉપર સ્ત્રીશકિતનો વિજય.

કુ. વિમળા જમનાદાસ મહેતા ( ૧૫ )

# રસીલાનું રસોડું



## પ્રકરણ ૧: ચૂલો, સગડી, અને સ્ટવ

"કેમ બહેન સુમિત્રા, તને ચૂલો સળગાવવા મોકલી તે રડતી રડતી કેમ આવી?" રસીલાએ પૂછ્યું.

"રડે છે કોણ? એ તો ચૂલો સળગાવતાં ધુમાડો ખૂબ થયો તે આંખમાં જવાથી પાણી આવ્યાં છે."

"ઓ તારીની! તને તો ચૂલો સળગાવતાં પણ આવડતો નથી! આ રીતે ચૂલો સળગાવશે તો ઘરમાં ધુમાડો ધુમાડો થાય તો ઘર બધું કાળું થઇ જાય. ચાલ, બોલ, તારે ચૂલો સળગાવતાં શિખવું છે?

"જો, તેં આ લાકડાં એકબીજાની નજીક હારબંધ પોલીસની પલટણ માફક ગોઠવ્યાં છે તેમ ન ગોઠવતાં કાટખૂણા પડતાં રાખી છેડાના ભાગ એક બીજાની ઉપર મૂકવાં, કે જેથી નીચે પોલાણ પડતા ભાગમાં છોડીઆં, કરાંઠી, કે ઘાસ મૂકી સળગા વાય. એ પ્રમાણે સળગાવે તો જરા પણ ધુમાડો ન થાય, ને ચૂલો જલદીથી ભડભડ સળગે."

એમ કહીને રસીલાબહેન સુમિત્રાની પાસે બેઠાં ને લાકડાં બરાબર ગોઠવી બતાવી સળગાવી આપ્યાં. ધુમાડો થયાં વગર લાકડાં બરાબર સળગ્યાં ને જોતજોતામાં ખૂબ દેવતા પડયો.

"જોયું સુમિત્રાબહેન! છે કે કાંઈ અઘરૂં કામ? જો તું બરાબર ધ્યાન રાખી શીખે તો તને રસોઈનું કામ દસ પંદર-દિવસમાં શિખવી દઉં. એક વાર તું શિખી જશે પછી તને ખૂબ મજા પડશે.

"છાણાં સળગાવવાનું પણ એ જ રીતે. એક બીજાને અડકાડીને ઊભાં રાખવાં ને નીચે પોલાણની જગ્યાએ પાતળાં છોડીઆં, ઘાસ, કે એવું કંઇક મૂકીને સળગાવવું, કે જેથી છાણાં ધુમાયા વગર જલદી સળગી જાય."

"ને સગડી સળગાવવી હોય તો ?" સુમિત્રાએ પૂછ્યું.

"તું બોલ. તારી અક્કલ શું કહે છે ? કયી રીતે સળગાવાય ?" રસીલાબેને પૂછ્યું.

"સગડીમાં કોલસા ભરી ઉપર ગાસલેટ છાંટી સળગાવવાની."

"નહિ. નાપાસ. એ રીતે સળગાવીએ તો સગડી બરાબર સળગે નહિ ને નકામું ગાસલેટ બળી જાય ને ખોટી મહેનત થાય તે જુદી.

"ખરી રીત તો એ છે કે સગડીમાં બરાબર કોલસા ભરી વચ્ચેવચ થોડી જગ્યા પોલી રાખવી. પછી એ પોલી જગ્યામાં બરાબર વળ દઈને કપડાંની બનાવેલી કાકડી ગાસલેટમાં કે તેલમાં ભીજવીને મૂકવી, ને પછી

---

## ઓ ઈશ્વર !

ઓ ઈશ્વર ભજીઆં તળે, મોટું છે તુજ નાક,
ગુણ તારા શું ગાઈએ ? ખારું તારુ શાક.
હેત લાવી હલાવ તું, કઢી અને દૂધપાક;
ભૂલ જરી કરતો નહિ, ખાશે મેથીપાક !

**દિનુભાઈ જોષી**

---

તેને દીવાસળીથી સળગાવવી, ને એ સળગતી કાકડી ઉપર એક તથા બીજા કોલસાની વચ્ચે પોલાણની જગ્યા રહે તે પ્રમાણે કોલસા ગોઠવી દેવા. આ પ્રમાણે સળગાવવાથી કોલસા તરત સળગી જશે."

"પોલાણ પડતા કોલસા ન ગોઠવીએ તો સગડી ન સળગે ?"

"ના, બરાબર ન સળગે. પોલાણ પડતા ગોઠવવાથી સળગવા માટે હવા મળે છે. લાકડાં કે છાણાં પણ સળગવા માટે હવા મળે તે હેતુથી જ એ પ્રમાણે પોલાં ગોઠવાય છે." રસીલાબેને સમજ પાડી.

રસીલાબેને પોતે છાણાં, અને સગડી મને સળગાવી બતાવ્યાં, ને તે પ્રમાણે મને ફરી સળગાવવા સૂચના કરી. મેં દરેક વસ્તુ ખૂબ ચીવટાઈથી જોઈ તથા સાંભળીને યાદ રાખી હતી, એટલે એમણે જે પ્રમાણે સગડી તથા ચૂલો સળગાવ્યાં હતાં તે પ્રમાણે સળગાવી બતાવ્યું. રસીલા બહેન ખુશખુશ થઈ ગયાં.

**સૌ. મધુમાલતી રતિલાલ દલાલ**

[સ્ટવની વાત આવતા અંકમાં વાંચજો.]

# સુખી થવું હોય તો—

આંખે પાણી દાંતે લુણ
પેટ ન ભરજે ચારે ખુણ.........૧

શરીરે માલીસ, કાને તેલ,
વ્યસની જનની સોબત મેલ. ૨

પ્રાતઃકાળે ઇશ્વર નામ,
લઇને કર તું કામ તમામ. ૩

વાળુ બાદ કલાકે ત્રણ
આપ ઊંઘને આમંત્રણ. ૪

વહેલો સુઇને વહેલો ઊઠ,
બોલ કદી નવ મુખથી જુઠ. ૫

ખુલ્લી હવામાં કલાક બે,
ફરવાનો નિશ્ચય કરી લે. ૬

પાન બીડી સોપારી ચા
નાડે તેની કદી ન જા. ૭

વાપર તાજાં ફળ ને દૂધ,
શક્તિદાયક ને વળી શુદ્ધ. ૮

અઠવાડીએ અપવાસ એક,
નાશ કરવાને રોગ અનેક. ૯

સદ્વિચાર ને સદ્વર્તન,
રહે નિરોગી તન ને મન. ૧૦

પાડ યોગ—આસનની ટેવ,
'ત્રિભુવન' રહેવા સુખી સદૈવ. ૧૧

**ત્રિભુવન શાહ**



# નાની બચી

એક નાની છોકરી હતી. એનું નામ બચી હતું. બચી જંગલમાં એક ડોસીને ત્યાં નોકરી કરતી. ડોસી જાદુઇ વિદ્યા જાણતી હતી. તેણે સાત હંસણીઓ પાળી હતી.

બચી રોજ સવારમાં બધી હંસણીઓને ખેતરોમાં ફરવા ને ચરવા લઇ જાય. સાંજે પાછી લાવે. સાંજે હંસણીઓને પાંજરામાં પૂરી દેતી, ને તાળું દેતી.

એક દિવસ બચીથી ડોસીનું કામ પૂરું ન થયું. વાળવાનું, વાસણ ઉટકવાનું, પાણી ભરવાનું, ને સસલાંને ચારોપાણી કરવાનું બાકી રહી ગએલું, એટલે બચી ત્યાં જ રાત રોકાઇ ગઇ.

બચી પાંજરાની બાજુમાં ઓરડી હતી ત્યાં ઊંઘી ગઇ. રાતમાં ઘૂઉઉ–ઘૂઉઉ કરતું એક ઘુવડ બોલવા માંડયું ત્યારે તે જાગી ગઇ. પાંજરા તરફ તેની નજર ગઇ તો ખૂબ પ્રકાશ પડતો હતો. બચીને થયું આ અજવાળું શેનું હશે ?

ત્યાં જઇને જુએ છે તો હંસણીઓને બદલે સાત સુંદર રાજકુમારીઓ હતી ! તેઓ ઊંડા દુખમાં હોય તેમ લાગ્યું. બચી ખૂબ નવાઇ પામીને બોલી કે: 'હું આ બધું શું જોઉં છું ? મારી હંસણીઓ કયાં ગઇ ?'

બચીને તો આ બધું સ્વપના જેવું લાગ્યું.

એક રાજકુમારી બોલી: 'વહાલી બચી, અમે જ તારી હંસણીઓ છીએ. આ ડોસી, જે આપણી શેઠાણી છે, એ

જાદુઇ વિદ્યાવાળી છે. તેણે તેના જાદુથી અમને હંસણીઓ બનાવી છે, કારણ અમે તેને અમારા સોનેરી વાળ મેલી વિદ્યાના કામ માટે ન આપ્યા. હજી ત્રણ દિવસ પછી તે અમને બજારમાં લઇ જશે. અમને હંસ રૂપે વેચી નાખશે, ને કોઇ અમને મારીને શેકી નાખશે.'

આ વાત સાંભળીને બચી ગળગળી થઇ ગઈ. તે કહે: ' ત્યારે તમે અહીંથી બહાર જતાં રહો તો ?'

' પણ અમે કેવી રીતે જઇએ ? બારણે તાળું હોય છે, અને બારી બહુ નાની ને સાંકડી છે.'

બચી બધું સમજી ગઇ. તે કહે: ' તમે મુંઝાશો નહિ. હું મારા દોસ્ત ઘુવડને પૂછીને કંઈક રસ્તો કાઢીશ. તે જરૂર કંઈક યુક્તિ બતાવશે.'

આમ કહી બચી ઘુવડ પાસે ગઇ. ઘુવડને બધી વાત કરીને કહ્યું કે: 'મને આ રાજકુંવરીઓની બહુ દયા આવે છે. એમને છોડાવવી જોઇએ.'

ઘુવડે કહ્યું કે: 'તળાવની પાળે પીળાં ફૂલવાળો એક વેલો થાય છે. એનું મૂળ કાઢીને સાતેને ખવરાવજે એટલે બધી હંસણીઓ તેમના અસલ સ્વરૂપમાં આવી જશે.'

પણ બચી મુંઝવણમાં હતી. તે કહે: 'મને એ મૂળિયું કેમ જડશે ? મને રસ્તો કોણ બતાવશે ? ને આ કામ તો આજ ને આજ રાતે કરવાનું છે. કાલ સવારમાં તો તેમને બજારમાં વેચવા લઇ જવાની છે.'

ઘુવડે કહ્યું કે: ' તળાવની પાળે ઝાડના પોલાણમાં મારો ભાઇબંધ કાળિયો છછુંદર રહે છે. તે તને મદદ કરશે.'

છછુંદરે રસ્તો બતાવ્યો. સુગંધીદાર મૂળિયું પણ પોતાના અણીદાર મોઢાથી ખોદી કાઢયું. પણ હવે મૂળિયું

લેવા કોણ જાય ?

રસ્તામાં કાદવ હતો. ખૂંચી જવાય તેવા કાદવના ભરેલા ઊંડા ખાડા હતા. પગ મૂકે ત્યાં અંદર ગરકી જવાય.

છછુંદર કહે: 'બચી, આ તારું કામ નથી.'

બચી તો મુંઝાણી. ફરી પાછી ઘુવડ પાસે ગઇ. 'ગમે તેમ કરી જલદી કરો; બિચારી રાજકુંવરીઓ મુંઝાતી ને રીબાતી હશે'

રાજકુંવરીઓ તો બહુ આતુરતાથી એકી ટશે બચીની રાહ જોતી હતી ને ચિંતા કરતી હતી.

ઘુવડે હુઉઉટ્ હુઉઉટ્ એમ ત્રણ અવાજ કર્યા, ત્યાં તો એક મોટું પક્ષી હાજર થયું. ઘુવડે તેને હુકમ કર્યો એટલે પળ વારમાં તે તળાવની પાળેથી પેલું ખોદેલું સુગંધી મૂળિયું લઈ આવ્યું.

બચી ખુશ થતી, ખેલતી-કૂદતી ગઇ. બધી રાજકુંવરી-ઓને એકએક કટકો ખવરાવ્યો એટલે તેઓ બધી હંસણીઓ મટી રૂપરૂપના ભંડાર જેવી સાત રાજકુંવરીઓ થઇ ગઈ.

આ વાતની ખબર પડતાં પેલી ડોસી–ડાકણ રાડો પાડતી દોડી આવી ને પૂછ્યું કે: 'તમે શું ખાધું ? જલદી બોલો !'

પેલા સુગંધી મૂળનો એક કટકો નીચે પડયો હતો તે ઝૂંટવી તેણે મોઢામાં મૂકયો. તરત તે જંગલી બતક બની ગઈ, ને રાડો પાડતી, પાંખો વીંઝતી, આકાશમાર્ગે જતી રહી.

રાજકુમારીઓ પોતાના રાજ્યમાં ગઇ. બચીને પણ સાથે લીધી. રાજા–રાણીના હરખનો પાર નથી. બધી બહેનો ને બચી સાથે રમે છે, જમે છે, ને આનંદ-મંગળ કરે છે.

શારદાબહેન રાજગોર





# ધુમાડો

"બા! ઓ બા! કેટલો ધુમાડો થઈ ગયો! હવે હું વાંચું પણ કેવી રીતે? આંખો બધી ગળી ઊઠે છે." મનુએ આંખો લૂછતાં કહ્યું.

"તારા બાપાને કેટલું કહ્યું કે બાળવા માટે કોલસા લાવો. પણ મોંઘા પડે છે એટલે લાવતા નથી. આ લાકડાં બાળીને ધુમાડાથી તો આંખો પૂરાઈ ચાલી." રમાબહેને પણ આંખો લૂછતાં કહ્યું.

"પણ એ મોંઘું તે જ સારું છે. આ આંખોની કેટલી ખરાબી થાય છે, ને આ આપણું નવું ઘર પણ કેવું કાળુંકાળું ને મેલું થઇ ગયું તે જોયું ને!" મનુએ દલીલ કરી.

"એ ધુમાડો શું હશે? ને લાકડાં બળે તેમાં ધુમાડો કેમ થતો હશે?" ભાનુએ પૂછયું.

"તમને ખબર છે? ધુમાડામાં પણ ઘણી જાત આવે છે. લાકડામાં જે ન બળી શકે તેવાં તત્ત્વો છે તેનો ધુમાડો થાય છે. ધુમાડામાં નાનાં નાનાં અતિશય બારીક લટકતાં કાળાં રજકણો હોય છે. આ રજકણો ઘણાં બારીક હોય છે. આ બધાં રજકણો ભેગાં ઊડે એટલે ધુમાડાનું રૂપ જણાય છે." રમાબહેને સમજાવ્યું.

"ત્યારે આપણા ઘરના ધુમાડિયામાં પેલી મેશ જેવું બાઝે છે તે શું હશે?" મનુએ પૂછયું.

"એ પણ બારીક રજકણો છે. કાર્બન નામનો પદાર્થ જલદી બળી શકતો નથી ને એ કારબન દરેક બળી શકે તેવી વસ્તુઓમાં હોય છે. મેશ એ પણ કાર્બન છે." રમાબહેને કહ્યું.

"બા, મેં એક ચોપડીમાં વાંચ્યું હતું કે કોલસાની ખાણો હોય છે. તે ખાણમાં કોલસા કયાંથી આવ્યા?" ભાનુએ પૂછયું.

"અરે! એટલી ખબર નથી? જંગલમાં મોટાં ને મોટાં ઝાડો જમીનમાં દટાઇ જાય છે. તેની ઉપર માટી વળી જાય છે. કેટલીક વાર જંગલ જેવા સ્થળે ધરતીકંપ થવાથી આખાં ઝાડ ને ઝાડ જમીનમાં ઊંડાં

ચાલ્યાં જાય છે. લાખો વર્ષો પછી એ ઝાડના કોલસા બની જાય છે, ને આપણે લોકો તે ખોદી લાવીએ છીએ." મનુ વચમાં બોલી ઊઠયો.

"કાર્બન જલદી બળતો નથી ત્યારે તેને કેવી રીતે બાળવામાં આવે છે?" મનુએ પૂછયું.

"એને બાળવા માટે તો ખાસ વધારે પ્રમાણમાં પ્રાણવાયુ (ઓકસીજન) જોઈએ. ધુમાડાની અંદર રાખનાં પણ ઝીણાં રજકણો થોડા પ્રમાણમાં હોય છે. આ રાખ કદી બળી શકતી નથી, ને તેથી ધુમાડામાં સામેલ થઇ ઊંચે હવામાં જાય છે." રમાબેને વિસ્તારથી કહ્યું.

"આ વિજ્ઞાનની વાતો સમજવી બહુ કઠણ છે. ચાલ બા, હું તો નિશાળે જાઉં છું. બપોરના આવીને જમીશ." મનુએ કહ્યું.

## પ્રભુપ્રાર્થના



તું માતા, ને તું પિતા, તું છે દીનદયાળ;
તું બંધુ, ને તું સખા, તું જગનો રખવાળ.—૧
તું પૃથિવી, ને પાણી તું, તું સૂરજ, તું ચંદ;
તું વાયુ, ને વાણી તું, તું નભ, ને તું નંદ.—૨
તું છે એક, અનેક તું, તું તો અપરંપાર,
જીવ અને શિવ એક તું, નમું હું વારંવાર.—૩

હંસલ

"અરે! પણ વખત થઇ ગઇ છે. જમીને જા ને? હવે ધુમાડો પણ નહિ થાય. મેં બરાબર બળતું કર્યું છે. તેં જોયું ને કે બળતું કરતાં ધુમાડો ઓછો થઇ ગયો. ફુંક મારવાથી એને પ્રાણવાયુ વધારે મળ્યો ને તેથી થોડો કાર્બન ધુમાડો નહિ થતાં બળી ગયો." રમાબહેને કહ્યું.

જમવાની વખત થઇ ગયેલી હોવાથી મનુ જમવા બેસી ગયો, ને જમીને નિશાળે ગયો.

રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ



# મૂર્ખ વરૂ

[ રશિયન દંતકથા ]



શિયાળાની બપોરનો કુણો તડકો ધરતીમાતાને સોનેરી રંગે રંગી રહ્યો હતો. ગામને છેડે એક નાનકડી રૂપાળી નદી હતી. નદી નજીક એક મહાદેવજીનું મંદિર હતું. એના ઓટલા ઉપર બેઠીબેઠી એક બિલાડી તડકામાં આરામ કરી રહી હતી.

એટલામાં દૂરદૂરથી માણસોના હાકોટા સંભળાયા. શિકારી કૂતરાઓની તીણી ચીસો વાતાવરણને ભરી દેતી લાગી. હાંફતું હાંફતું એક વરૂ મંદિરના ઓટલા નજીક આવ્યું

એના મોંએ શ્વાસ માતો ન હતો. એ કોઇ જગાએ નાસી જવાની પેરવીમાં પડયો હતો. હાંફળોફાંફળો બની એ બિલાડીને પૂછવા લાગ્યો : 'મીનીમાસી, રામરામ. એક મહેરબાની કરશો ? જરા મને કહો, કે આ ગામમાં સૌથી ભલો અને દયાળુ માણસ કોણ છે ? મારી પાછળ શિકારીઓ અને એમના કૂતરા પડયા છે. મારે જિંદગી બચાવવી હોય તો સંતાઈ ગયેજ છૂટકો છે.'

પગનો પંજો ચાટતીચાટતી બિલાડી કહેવા લાગી: 'સામે રામા ભરવાડનો નેસ દેખાય છે ત્યાં જા. એ તને સંતાડી દેશે. એ ભરવાડ બહુ દયાળુ છે.'

વરૂ ચમકીને બોલ્યું: 'મીનીમાસી, એ તો મને નહિ બચાવે. વાત એમ છે કે થોડા દિવસો ઉપર હું એનું એક ઘેટું પકડીને ખાઈ ગયો હતો! ત્યારથી હું એનો દુશ્મન બની ગયો છું.'

'એમ ?' બિલાડી બોલી, 'તો પછી પેલા હબીબમિયાંને ઘેર જઇને સંતાઇ જા. હબીબચાચા ગામમાં સૌથી લાયક અને ઉમદા સ્વભાવના આદમી ગણાય છે.'

વરૂ શરમથી નીચું મોં કરીને બોલ્યો : 'અફસોસ, મીનીબાઈ. એની એક બકરી મેં ફાડી ખાધી હતી. હવે હું એની પાસે જાઉં તો એને મારી દયા આવે ? મેં બકરી ફાડી ખાધી અને એનાં ત્રણ નાનાં બચ્ચાં રઝળતાં બન્યાં એ ડંખ હબીબચાચા કદી ભૂલે ખરા ?'

મીનીબાઇ થોડીક વાર વિચાર કરીને બોલ્યાં: 'ત્યારે તો પેલી

ભાગુબાઈને ત્યાં જા. એના વાડામાં તને સંતાડી દેશે.'

વરૂ કહેઃ 'પણ એ ભાગુબાઇના છોકરા વસંતને તમે ઓળખો છો ને ? એક જ ડાંગના ફટકે મારું માથું ભાગી નાખે. વાત એમ છે કે ગઈ દિવાળી ઉપર ભાગુબાઇની કાળી મરઘી હું ચોરીને લઇ ગયો હતો, તે ભાગુબાઇ સારી રીતે જાણે છે.'

મીની કહેઃ 'ગામના બીજા છેડે કાસમ ખાટકીની દુકાન છે. એ જાતનો ખાટકી છે, પણ દિલનો દરિયાવ છે. એ તને સંતાડી દેશે.'

વરૂ દિલગીર બનીને બોલ્યોઃ 'થોડાક દિવસ ઉપર જ એની દુકાનેથી લાગ જોઇ હું એક મટનની ટાંગ ચોરી ગયો હતો ! એ તો મને ઊભો જ ન રાખે !'



બિલાડી બોલીઃ 'ભાઇ વરૂ. ત્યારે તો હવે તારે માટે મરી જવા વગર બીજો કાંઈ જ ઉપાય રહ્યો નથી. ગામના નાનામોટા બધાની સાથે તેં વેર બાંધ્યું છે. બધાને નુકશાન કર્યું છે. જિંદગી આખી તેં બીજાનું બૂરૂં કરવામાં વીતાવી છે, તો આજ તારું બગડવા બેઠું છે તે ઇશ્વર પણ સુધારી શકે એમ નથી, તો હું તે કોણ માત્ર ?'

બિલાડી હજુ તો બોલવું પૂરું કરી ન રહી એટલામાં શિકારી કૂતરા ધસી આવ્યા, ને વરૂ ઉપર હુમલો કરી એને ફાડી ખાધું.

રમણલાલ નાનાલાલ શાહ




[ બાળકો માટે 'બાલજીવન'નો આખો એક અંક એમના લખાણોવાળો કાઢવા ઉપરાંત અમે આ વર્ષથી દિવાળી અંકમાં પણ બાલમિત્રોનાં જ ચૂંટી કાઢેલાં લખાણોનો નાનકડો વિભાગ આ વખત શરૂ કરીએ છીએ.—**તંત્રી** ]

## વાણીઆની ચતુરાઈ

**એ**ક શહેરમાં એક વાણીઓ રહેતો હતો. તેને કંઈ કામ હોવાથી તે બાજુના ગામમાં ગયો. ત્યાં તેને કોઈ બ્રાહ્મણે જમવાનું આમંત્રણ આપ્યું. વાણીઓ બ્રાહ્મણને ત્યાં જમવા ગયો. બ્રાહ્મણે બરોબર પાંચ લાડવા કરી રાખ્યા.

વાણીઓ આવ્યા પછી બંને જમવા બેઠાં. જમતાં જમતાં બંને લડી પડયા. વાણીઓ કહે : હું ત્રણ લાડવા ખાઉં; અને તું બે ખા. બ્રાહ્મણ કહે : ના હું ત્રણ ખાઊં અને તું બે ખા. આમ કરતાં કરતાં છેવટે વાણીઆએ એક યુક્તિ કરી, અને બ્રાહ્મણને કહ્યું કે : આપણે બંને સૂઈ જઇએ. જેને સારૂં સ્વપ્નું આવે તે પાંચેપાંચ લાડવા ખાય. આ વાત બ્રાહ્મણે કબૂલ કરી.

બંને સૂઈ ગયાં. બરોબર રાતના ત્રણ વાગ્યા ત્યારે વાણીઓ ઊઠયો અને પાંચેપાંચ લાડવા ખાઈ ગયો. પછી પોતાની પથારીમાં જઈ પડયો અને મનમાં એક સ્વપ્ન ગોઠવ્યું. પછી મજાથી ઊંઘી ગયો. બરોબર પાંચ વાગ્યા એટલે બંને જણ ઊઠયા. નદીએ જઇને નાહી આવ્યા. પછી વાણીઆએ કહ્યુ કે : તને કેવું સ્વપ્ન આવ્યું ?

" મને તો એવું સરસ સ્વપ્નું આવ્યું કે બસ ! સાંભળ. સ્વર્ગમાંથી એક સોનાનું વિમાન આવ્યું. પછી હું એ વિમાનમાં બેઠો એટલે વિમાન ઊડયું. હું સ્વર્ગમાં ગયો, ત્યાં મને ઈન્દ્રે પોતાના આસન પર

બેસાડયો અને ઈંદ્ર નીચે બેઠો. હજારો માણસો મારા હાથ નીચે કામ કરવા લાગ્યા પછી મારી આંખ ઉઘડી ગઈ. બોલ, તને કેવું સ્વપ્ન આવ્યું?"

"નર્કમાંથી કેટલાંક ભૂતો મને મારવા આવ્યાં એ ભૂતો એવાં તો બેડોળ હતા કે બસ. તું તો એને જોતાં જ મરી જાત. પછી તેઓએ ખંજર કાઢી મને કહ્યું કે, આ પાંચેપાંચ લાડવા ખાઈ જા, નહિ તો તને આ ખંજરથી મારી નાખીશું. પછી હું લાડવા ખાઇ ગયો."

"પણ તેં મને કેમ ન બોલાવ્યો ?"

"પણ તું તો સ્વર્ગમાં ગયો હતો !"

ભોળો બ્રાહ્મણ જઇને જુએ છે તો ખરેખર, પાંચે લાડવા વાણીઓ ખાઈ ગયો હતો ! આવી રીતે ભોળા બ્રાહ્મણને ફસાવી વાણીઓ પાંચે પાંચ લાડવા ખાઈ ગયો, અને તે જ દિવસે પોતાને ગામ ચાલતો થયો.

પુના ] રોશન હા. સાયાણી [૧૪]



## યુકિતબાજ છોકરો

[ ૨ ]

૭ વર્ષની ઉમ્મરના હઠીલા નાના છોકરાને પોતાને ઘેર જે કોઇ માણસ મળવા આવતા હતા તેમની પાસેથી પૈસા માંગવાની આદત પડી ગઈ હતી.

એના પિતા પોતાના પુત્રના આ વર્તનથી ઘણા નારાજ થયેલા હોવાથી તેમણે કોઇ પણ માણસ મળવા આવે એમની પાસેથી ફરીથી કદી પૈસા નહી માંગવા, એવું એની પાસે વચન લેવડાવ્યું.

બીજે દિવસે એના બાપના ભાગીદાર ઘેર મળવા આવ્યા.

છોકરાએ વચન ન તૂટે તેવી રીતે એ સદ્‌ગૃહસ્થને પૂછવા માંડયું: "તમે કોઇ એવા માણસને ઓળખો છો કે જે મને એક પૈસો ઉછીનો આપે, અને ફરીથી કદી પાછો માગે નહી? "

પૈસા માંગવાની આ એક બીજી જ યુકિત હતી. એના પિતાને આ ખરાબ આદતથી બહુ ખોટું લાગ્યું.

વડોદરા ] યશોધરા મણિલાલ દ્વિવેદી (૧૨)

# આકાશી યુદ્ધનાં સાધનો



૧૨૦૦ અશ્વબળના એન્જીનવાળું અમેરિકાનું કલાકની ૪૫૦ માઇલની ઝડપવાળું સૌથી ઝડપી લડાયક વિમાન. એમાં બે તોપો અને ચાર યાંત્રિક બંદૂકો રહે છે.





ઇન્ગ્લાન્ડમાં આકાશી યુદ્ધમાં વપરાતાં વિમાનોનો (આર. એ. એફ.) નો કાફલો

[બાલજીવન દિવાળી અંક]



આંગણનો શણગાર

# ગણપતિની વાત





સવારનો ઠંડો પવન વાતો હતો. ફૂલોનાં ઝુમખાંને નચાવી હિમાલય શિખરના કૈલાસ પર્વતની શોભામાં વૃદ્ધિ કરતો હતો. તે શિખર પર જગતનાં જનેતા પાર્વતીજી રહેતાં હતાં. લોકો જગદંબા કહી તેમની પૂજા કરતા.

સવારમાં તે વહેલાં ફરવા નીકળ્યાં; પણ આજે તેમને કંઇ ગમતું નહોતું. માતાજીને ઉદાસીન જોઈ ચારે બાજુ કોયલોએ " કુહૂ, કુહૂ " કર્યું. ઢેલો અને મોરો તેમની પાસે આવી નાચવા લાગ્યાં. વાદળે રંગબેરંગી ધનુષ્યો કર્યાં. રંગબેરંગી સુગંધીદાર પુષ્પોએ અને પક્ષીઓએ ગાન કર્યું. હરણાં નિર્દોષતાથી નાચીકૂદી રમતો રમવા લાગ્યાં; પણ કશાથી તેમના મનને આજે આનંદ થયો નહિ.

દાસી પાસે સુંદર માટી મંગાવી તેઓ રમકડાં બનાવવા બેઠાં. પણ સુંદર રમકડાં જોઇ, તેઓ વધારે ઉદાસીન થયાં. રમકડાં હતાં પણ રમનાર નહોતું. દૂધ, મધ, અને ઘીની નદીઓ ચાલી જતી હતી, પણ " બા, ભૂખ લાગી છે " કહેનાર બાળક નહોતું.

આખા જગતની માને બાળક વગર સૂનું લાગ્યું. તેમણે માટીમાંથી બે સુંદર પૂતળાં બનાવ્યાં. એક બાળક અને બીજી બાળકી. પછી પોતાના હાથની અંજલિમાં પાણી ભરી, મહાદેવજીનું નામ દઇ, પૂતળાં પર છાંટયું. તરત જ પૂતળામાં પ્રાણ આવ્યા.

" ઉંવાં, ઉંવાં !"થી ઘર ગાજી રહ્યું. દાસ–દાસીઓ દોડી આવ્યાં. આખા કૈલાસશિખર પર આનંદઆનંદ થઇ રહ્યો.

પાર્વતીજી મહાન પરાક્રમી હતાં. સાક્ષાત શક્તિ હતાં. તેઓએ મોટામોટા રાક્ષસોને રણમાં રોળી નાખ્યા હતા. પણ આ નાના બાળકને રમાડવામાં તેઓ ઘણાં જ કોમળ હૃદયનાં બન્યાં.

તેઓ તેમને પરાક્રમી બનાવવા પોતાની બનેલી વાતો કહેતાં જ્યારે તે બાળક હસતો ત્યારે તેમની આંખોમાંથી અમૃત ઝરતું, અને પૃથ્વીમાં મંગળ પ્રસરાવતું. પોતાનું બાળક જગતના કલ્યાણરૂપ બને, એવી તેમની ઇચ્છા હતી. ભાઇ-બહેનની જોડલી રમ્યા કરતી. તેમને લાડ લડાવતાં મહાદેવીનો વખત કયાં જતો તે જણાતું નહિ.

એમ કરતાં કરતાં બહુ દિવસ થયા એટલે વનમાં સમાધિ લગાવી તપ કરવા ગયેલા મહાદેવજીની સમાધિ પૂરી થઇ. શિવજી ઘર તરફ ચાલ્યા. જ્યારે તેઓ ઘેર પહોંચ્યા ત્યારે પાર્વતીજીનો બનાવેલો બાળક પુત્ર ખુલ્લી તરવારે ઘરની ચોકી કરતો હતો. બહેન રમતી હતી.

અજાણ્યા મનુષ્યને પૂછ્યા વિના ઘરમાં જતો જોઇ બાળકે અટકાવ્યોઃ 'ઊભા રહો ! રજા સિવાય ઘરમાં જવાની હિંમત કરનાર કોણ છો ?"

મહાદેવજીને પોતાના ઘરમાં જતાં અટકાવનાર આ છોકરો ઉદ્ધત લાગ્યો. તેમનો સ્વભાવ ક્રોધી હતો. આટલો નાનો બાળક પોતાને અટકાવે છે એ વાત તેમનાથી સહન થઇ નહિ.

તેમણે ક્રોધમાં જ કહ્યુંઃ "ચાલ, આઘો ખસી જા. જવા દે."

બંને એક બીજાથી અજાણ્યા હતા. ચડસે ભરાયા હતા. છોકરાએ અભિમાનથી માથું ઊંચક્યું અને બોલ્યોઃ "મારા જીવતાં તો આ ઘરમાં પગ નહિ મૂકવા દઉં."

આખરે બંને વચ્ચે ભયંકર લડાઈ થઇ શંકર ભગવાન જેવાને પણ તે શૂરવીર બાળકે ઘડીભર થકવી નાખ્યા. આખરે પોતાના ખડ્ગ વતી તે બાળકનું માથું કાપી નાખી મહાદેવજી ઘરમાં ગયા !

બહેન ગભરાઇને મીઠાની કોઠીમાં પેસી ગઇ. બહાદુર બાળકે માતૃઆજ્ઞા માટે પ્રાણ આપ્યા.

પોતે નહાવા બેઠેલાં હોવાથી "કોઇને અંદર આવવા દઇશ નહિ" એમ પાર્વતીજીએ તે બાળકને કહ્યું હતું. હવે તે નહાઇને બહાર આવવાની તૈયારી કરતાં હતાં, ત્યાં મહાદેવજી સામા મળ્યા.

"બાળકોને જોયાં ?" તેમણે પૂછ્યું. "કોનાં બાળકો ?" મહાદેવજીએ

ચિન્તાતૂર અવાજે પૂછ્યું.

"મને એકલાં ગમતું નહોતું, તેથી મેં બે એવાં સુંદર બાળકો બનાવ્યાં છે! ચાલો દેખાડું." પાર્વતીજી આનંદિત અવાજે બોલ્યાં, અને મહાદેવજીનો હાથ પકડી બહાર આવ્યાં.

અફસોસ! તેમણે પોતાના વહાલા પુત્રનું શબ જોયું, અને બેભાન બની પૃથ્વી પર ઢળી પડયાં.

હવે મહાદેવજી બધું સમજી ગયા. પોતે મોટો અનર્થ કરી નાખ્યો હતો. "ઉતાવળથી વિચાર વિના કંઈ પણ કરવું નહિ" આ વાત ભૂલવાથી તેમને પસ્તાવો થયો. તેમણે પોતાનાં માણસોને બૂમ પાડી, અને જલદી દોડીને જે કોઈ પહેલું સામું મળે તેનું માથું કાપી લાવવા કહ્યું.

એક મદમસ્ત હાથી ઝૂલતો ઝૂલતો આવતો હતો. તેનું માથું કાપી, માણસો લાવ્યા.

તે માથાને પેલા છોકરાના ધડ ઉપર મૂકી, અંજલિ ભરીને પાણી છાંટયું. તે એકદમ બેઠો થયો. પોતાની માતાને અસ્વસ્થ જોઇ તે બોલ્યો: "બા, બા, તને શું થયું છે?"

પાર્વતીજીના હાથ-મોં પર તે પોતાની કોમળ સૂંઢ ફેરવવા લાગ્યો. પોતાના પુત્રનો અવાજ સાંભળી પાર્વતીજી બેઠાં થયાં ને વહાલથી તેને ખોળામાં બેસાડયો.

મહાદેવજીએ પણ તેમને ખૂબ આશ્વાસન આપ્યું, અને તે છોકરાને કહ્યું: 'હું તને તારા પરાક્રમી કાર્યથી સર્વ ગણોનો ઉપરી બનાવું છું. આજથી તારું નામ "ગણપતિ" પડશે.

'સર્વે શુભ કાર્યોમાં તારું સ્મરણપૂજન પહેલું કરવામાં આવશે, અને તેથી લોકોનાં દુખો-સંકટોનો નાશ થશે. તારું પૂજન પહેલું કરીને પછી જ બીજા દેવોનું પૂજન થાય, તેવો મારો તને આશીર્વાદ છે.'

'તારા જેવી માતૃભક્તિ જે બાળકો શીખશે, તેઓ પણ ભવિષ્યમાં ઉજ્જવળ કીર્તિ પામી, જગતના કલ્યાણરૂપ બનશે.' પાર્વતીજીએ આશીર્વાદ આપ્યો.

ઘડી પહેલાં જ્યાં શોકનું વાદળ ઘેરાયું હતું ત્યાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. ગણપતિ માતાપિતાને પગે લાગ્યા.

કીકીબહેન દુર્ગેશ્વર ત્રિવેદી

# અટકચાળો વાંદરો



એક વાંદરો હતો. તેને જેવું દેખે તેવું કરવાની ટેવ હતી. એક વાર બૅન્ડવાળાને પડઘમ વગાડતાં દીઠો. તે જોઇ તેને પણ પડઘમ વગાડવાની ઇચ્છા થઇ. છાનોમાનો તે પડઘમવાળાની દુકાનમાં પેઠો, અને દાંડી લઇ પડઘમ વગાડવા લાગ્યો. વગાડતાં વગાડતાં તેણે જોરથી દાંડી મારી ને પડઘમ ફૂટી ગયું.

એક વાર બાબુભાઇ હાથથી હજામત કરતા હતા તે છાપરા ઉપરથી જોયું. બાબુભાઇ અસ્ત્રો કબાટમાં મૂકી નીચે નહાવા ગયા, એટલે તે છાનોમાનો મેડીમાં આવ્યો, અને હજામત કરવાનો સામાન કબાટમાંથી કાઢીને બાબુભાઇની પેઠે હજામત કરવા લાગ્યો. પણ તેને અસ્ત્રો પકડતાં આવડે ખરૂં કે?

હજામત કરતાં અસ્ત્રાની ધાર દાઢીમાં બેસી ગઇ ને લોહી નીકળ્યું! અસ્ત્રો વાગતાં જ અસ્ત્રો ફેંકી દઇ વાનરભાઈ હૂપ–હૂપ કરતા ચાલ્યા ગયા. પણ તેમની આ ટેવ તો ભૂલ્યા જ નહિ.

એક વાર બાબુભાઇને સિગરેટ પીતા ભાળીને તેને પણ સિગરેટ પીવાનું મન થયું. સિગરેટ મેળવવા તેણે ઘણી

મહેનત કરી, પણ મળી નહિ.

દિવાળીના દિવસો આવ્યા. છોકરાં ફટાકડા ફોડતાં હતાં. એક છોકરાનો ફટાકડો બજારમાં પડી ગએલો, તે પેલા વાંદરાના જેવામાં આવ્યો. ફટાકડાને સિગરેટ છે, માનીને જોતાં જ ઉપાડયો, અને મૂકયો મોંમાં. પણ સળગાવે શી રીતે?

મોડી રાતે સઘળાં સૂઇ ગયાં એટલે તે બાબુભાઈની ડેલી પાસે આવ્યો. દિવાળીના દિવસો એટલે માણસો ડેલીએ ગોખલામાં દીવા તો મૂકે જ.

બાબુભાઇની ડેલીએ દીવાનાં કોડિયાં મૂકેલાં ત્યાં દીવો બળતો જોયો. તેની સાથે વાંદરાએ પેલો ફટાકડો સળગાવ્યો ને મોઢામાં ઘાલ્યો.

ફટાકડો ફૂટયા વિનાનો હતો. વાટ સરસર થતી સળગી, અને ફટાક કરતોક ને ફટાકડો ફૂટયો. અવાજ થતાં જ વાંદરો ભડકયો ને ફટાકડો ફેંકી દઇને હુપહુપ કરતો જંગલમાં ચાલ્યો ગયો.

રતિલાલ ગૌરીશંકર ઓઝા

## Vચાર કરીને વાંચો

૧ BBA M કહ્યું K BD M PY K ?
૨ હનીતે ફગનને ચોપાT ઉપર રેવD ખવડાVને પાનBડાં આપ્યાં.
૩ Pપમાંથી PUપે પાણી કાઢી Aક નાનકD બાલદીમાં નાખ્યું.
૪ નVને Vણાને OCકું માર્યું એટલે Vણા રD પD.
૫ લાDA મને અને Eલાને ૩ વખત Iસક્રીમ ખવડાVO હતો.
૬ સાVત્રીA M કહ્યું કે મને CD ઉપર ચઢવું ગમે.
૭ કાકાA GGઆEને પેT ઉપરની દવાની CC લાવવા કહ્યું.
૮ Oઘડભાઈ EA લોઢાની નાની લાકD વતી ગરીઆની R ભાગી નાખી.
૯ Kશીએ તેના પાડોશી Vનોદને કહ્યું કેઃ તારા ભાઇ Vનાયકને મારીશ નહિ.
૧૦ UરોPઅન લોકો બહુ સાહCક હોય છે M મને Vભાકર કહેતો હતો.

પુષ્પા અમૃતલાલ વોરા (૧૬)



# રંગીલા સિપાઇ

[ ધોળી ધજા જેમના હાથમાં હોય એવા છોકરાઓની એક હાર આગળ આવીને બોલે છે–પછી પીળી ધજાવાળા ને પછી લીલી ધજાવાળ આવે છે. એમ વારા ફરતી આવી ગાયન સાથે ક્રિયા કરતા જાય છે ને છેવટે ત્રિરંગી વાવટાનો દેખાવ આપે છે. ]

રંગીલા સિપાઇ, અમે રંગીલા સિપાઇ,
ધોળી ધજાવાળા અમે બહાદુર સિપાઇ.
રંગીલા સિપાઇ અમે રંગીલા સિપાઇ,
પીળી ધજાવાળા અમે શૂરા સિપાઇ.
રંગીલા સિપાઇ અમે રંગીલા સિપાઇ,
લીલી ધજાવાળા અમે સાચા સિપાઇ.

ત્રણે હાર જુદીજુદી ઊભી રહેલી તે હવે ભેગી થઇ જાય છે.

જુદાજુદા સૌ છૈયે
પણ તે સૌ ભેગા થૈયે.

[ આમાં હિંદી પ્રજાની એકતાની ભાવના બતાવી છે. ધર્મભેદે જુદા છતાં સૌ મળીને એક જ હિંદી પ્રજા છે. ધજાઓનો રંગ હિંદના ત્રણ મહાન ધર્મોનો સૂચક છેઃ હિંદુ, શીખ, અને મુસ્લીમ. ]

ભેગા થઇ સાથે ફરિયે ને
ગોળ બનીને રમવાના,
ભેગા થઇ જુદા ના પડિયે
તો જ પ્રભુને ગમવાના.

[ એક હારમાં ભેગા થઈ પછી ગોળ કુંડાળું બની જવું. એમાં સમરસતાનો ભાવ છે. ]

ચાલો બનિયે સીધી હાર
ત્રણ ટુકડી થઇયે તૈયાર.
અમે બનીશું ધોળી હાર.

અમે બનીશું પીળી હાર.
અમે બનીશું લીલી હાર.
ત્રણે ટુકડીઓ તૈયાર.
ત્રણ ટુકડી પણ લશ્કર એક
સ્વદેશરક્ષા એ અમ ટેક.

[ ત્રણે ટુકડીઓ સાથેસાથે ચાલવા માંડે છે, અને નીચે પ્રમાણે ગાતા જાય છે. ]

અમે નાનકડા બડા સિપાઈ,
બહાદુર બચ્ચા ખરા સિપાઈ;
સત્ય અહિંસા શસ્ત્ર અમારાં,
જાલીમ શત્રુ વશ કરનારા,
ધજા અમારી કેવી ફરકે !
ફરફર ફરફર ફરફર ફરકે !

[ બધા પોતપોતાની ધજા હવામાં હલાવીને ફરકાવે છે. ]

મોટા થઈશું, દેશ ગજવશું,
ત્રિરંગી ઝુંડો દેશ બધે ફરકાવશું.

જગજીવનદાસ દયાળજી મોદી



## આજે દિવાળી

[ ઉપજાતિ ]

આજે દિવાળી અજવાળી ચોક, દીવા ઝગાવી શણગારી ગોખ,
અશોકનાં તોરણ બાંધી બાર, કર્યું બધું ઝાકઝમાળ સાર.
લીલાપીળા રંગ લઈ ગુલાબી ને પોપટી કેસરી વાદળીથી,
કાઢી મઝાની ફૂલવેલ ખાંતે, પ્રભા પૂરે આંગણ સાથિયા તે.
નાચીકૂદી ફોડી ફટાકડા ને બપોરિયા પેટવી ભાતભાતે,
ને ફેરવી ચક્ર અમે દીધેલ, દિવાળીને સુંદર આવકાર.
બદામ માવો મીસરી ભરીને, બાએ કચોરી ઘુઘરા કરીને,
તળી સુંવાળી પકવાન ખાંતે, ખાતાં દિવાળી નિત યાદ રે'શે.
કાલે સવારે નવું વર્ષ બેસે, આનંદમાં દિન જશે બધો એ.
એવી રીતે વર્ષ નવું અમારું, જાઓ સુખે, માગું પ્રભુ કને હું.

નાગરદાસ ઇ. પટેલ

## આવી મજા કયારે ?........................



બાપુ આવ્યા ગામેથી સહુ થયાં રાજીરાજી,
રજા પડી નિશાળમાં પણ બા કામેથી થાકી.
ખૂબ બનાવ્યું ખાવાનું ને કપડાં પહેર્યાં સારાં
બારણે રૂપાળી રંગોળી ને દીવા જાણે તારા !
દુકાનો સારી શણગારી તોરણ લીલાં બાંધ્યાં,
ધન ધોઇને લક્ષ્મીપૂજન સૌએ હેતે કીધાં.
જ્યાં જુવો ત્યાં ઝગમગાટ ને આનંદ અતિ ભારી
કહેજો સાચેસાચું તમે મઝા કયારે આવી ભાળી ?

વસુમતીબહેન મહેતા

## ........................દિવાળી આવી ત્યારે !

[નાગરવેલીઓ રોપાવતારા......એ રાગ]



લઇને હાથમાં કુમકુમ,
દિવાળી દીપતી આવે.
એનાં ઝાંઝરિયાં રૂમઝૂમ,
દિવાળી દીપતી આવે.
આવી મંગળકારી
કે નૂતન દીપ્તિ ધારી,
એનું નૃત્ય છનનનન છુમ,
દિવાળી દીપતી આવે.
કેવા સુંદર તાનમાં,
કે દેવી તારા માનમાં;
ફૂટે ફટાકડા ધડધૂમ;
દિવાળી દીપતી આવે !
એનાં ઝાંઝરિયાં રુમઝૂમ;
દિવાળી દીપતી આવે !

શશિન ઓઝા.

# માગ્યા કરતાં અધિક દાન

[ કવિવર ટાગોરે ભારતવર્ષના ઈતિહાસમાંથી સુંદરસુંદર પ્રેરક પ્રસંગો વીણી કાઢી તેમને પોતાની કાવ્યમય વાણીમાં ગુંથ્યા છે. મૂળ બંગાળી છંદનું માધુર્ય ઓર જ છે. એમાંના એક કાવ્યને ગૂજરાતીમાં એના મૂળ બંગાળી છંદમાં જ ઊતારવાનો અહીં પ્રયત્ન કરેલો છે.

સુહિદગંજના રણમેદાનમાં ભારે ખુનામરકી પછી પઠાણો જીત્યા, ને ઘણા શિખો કેદ પકડાયા. મુસલમાન સરદારે શિખ સેનાપતિ તરૂસિંહને જીવતદાન આપવાની ઇચ્છા બતાવી, પણ સાથે માગણી કરી કે એ સેનાપતિએ પોતાની શિખા બદલામાં કાપી નાખવી. શિખધર્મ અનુસાર શિખાછેદન ધર્મત્યાગ સમું ગણાય છે, એટલે સાચો શિખ શિખા કાપી આપવા કરતાં પોતાનું શિર કાપી આપવું યોગ્ય ગણે એ સ્વાભાવિક છે. અહીં પણ એવું જ થયું. તરૂસિંહે મુસલમાન સેનાપતિને પોતાનું માથું જ કાપી આપ્યું ! થોડાક શબ્દોમાં આ પ્રસંગ કવિએ કેવો સુંદર રીતે વર્ણવ્યો છે એ જોવા નીચેનું કાવ્ય વાંચો. ]

[ કવિવર ટાગોરના મૂળ બંગાળી ગીતનો મૂળ બંગાળી છંદમાં જ અનુવાદ ]

પઠાણોએ જ્યારે બાંધીને આણિયું
બંદી શિખોનું દળ
સુહિદગંજે રક્તવરણી
થયેલું ધરણીતલ.
નવાબ કહે : ' રે, સુણ તરૂસિંહ,
તને કરું ક્ષમાદાન. '
તરૂસિંહ કહે : ' શાને બાપુ મારું
આવું ભારે અપમાન ?'
નવાબ કહે : ' તું વીર, મહાવીર,
તુંજ શું ના કરૂં ક્રોધ,
વેણી કાપી તારી જાઓ દઈ અને
ફક્ત એ અનુરોધ. '
તરૂસિંહ કહે : ' કૃપા આ તમારી
હૃદયમાં ભરી રાખું,
માગો છો તે થકી અધિક આપું હું
વેણીની સાથમાં માથું. '

રમણલાલ સોની



# હાસ્યતરંગ

## ચેવડો

[ નાટકના એક જાણીતા ગાયનના રાગમાં ]

મનડું મોહ્યું છે મારું મોંઘા એ ચેવડે !
ચેવડાનું ચલણુ અપાર રે !
તીખો તમતમતો ચેવડો ! (૧)
પૌંઆ પરખી મેં મેળવ્યો મસાલો
સાકરનો સ્વાદ છે અપાર રે !
તીખો તમતમતો ચેવડો ! (૨)
મનડું મ્હેકાવે મારું મરચાં ને મગફળી,
તલ કોપરૂં ને કાજુ–દ્રાક્ષ રે !
તીખો તમતમતો ચેવડો ! (૩)
ખાતાં ખાતાં મારું મનડું મનાય ના !
ફાકી ફાકીને લાગ્યો થાક રે !
તીખો તમતમતો ચેવડો ! (૪)
ચેવડાના ચરિત્રે કૈં કૈં ભૂલ્યા,
લીંબુ મળે તો બેડો પાર રે !
તીખો તમતમતો ચેવડો ! (૫)

કનૈયાલાલ ગણપતરામ જોષી–રાંધેજાવાળા

## હવેથી લોટે આવીશ નહિ

બાવે અન્નકોટ તણી પ્રસાદીનો થાળ દીધો,
દાજી તણે ડાયરે, જ્યાં કસુંબો ઘુંટાય છે.
“આઠ આના લઇ જાજે.” વળ ખાઇ દાજી બોલ્યા,
અને વળી બોલ્યા, “બાવા સારૂંસારૂં ખાય છે !”
સવારમાં ડેલી પર અફીણ લેવાને દાજી,
ખોલી જુએ ડાબલી, તો ખાલી એ જણાય છે !

એટલામાં બાવાજીએ આઠ આના આપી કહ્યું:
" લાવજો રૂપૈયો મારે પૂજા વેળા થાય છે."
"આવજે મોડેથી મારે ગઢમાં જવું છે." ત્યાં તો,
બાવાજીના મન માંહી વિચારો ઘોળાય છે.
"ઉછીના લાવીને આના આઠ આપ્યા આપને મેં,
એ તો લાવો પાછા ? મારે પૂજા વેળા જાય છે."
"આ લે તારા આઠ આના, લોટે ન આવીશ હવે
"સાવ સાળું અધીરિયું બાવું તો દેખાય છે !"
પ્રસાદીનો થાળ ગયો, લોટ પણ બંધ થયો '
સંભારી બાવાજી હવે પૂરા પસ્તાય છે ! —શરોદ

## ડાકટરને છેતર્યો

**રા**મા પટેલના દાંતમાં એક વાર કળતર થવા લાગ્યું. એ ગયા હર્ષદ-રાય ડાકટર પાસે. ડાકટરે તપાસ કરીને કહ્યું: ' પટેલ, દાંત સડી ગયો છે, અને નકામો થઇ ગયો છે. એને ખેંચી કાઢવો પડશે. એક રૂપિયો લાવો.'

પટેલ કહે: ' મારા ભાઈ, એક દાંતનો એક રૂપિયો તે હોય ? લો હવે, તમારું રહ્યું ને મારું રહ્યું. અરધો રૂપિયો લેજો.'



ડાકટર બારણું બતાવીને કહે: ' પટેલ, આ શાકબજાર નથી. ન પરવડે તો આ રસ્તેથી બહાર જવાય છે.'

પટેલને કળતર તો બહુ સખત થતું હતું. રહેવાતું ન હતું એટલે બબડતાં ફફડતાં રૂપિયો આપ્યો. ડાકટરે એમને ખુરસીમાં બેસાડયા.

રામા પટેલે ઇસારતથી જે દાંત દુખતો હતો તે ન બતાવતાં જોડેનો સાજો દાંત બતાવ્યો. ડાકટરે એને ચીપીઆ વતી ખેંચી કાઢયો.

પટેલ કહે: ' મારા ભાઈ, જુઓ તો ખરા ? મેં તો આ દુખતો દાંત પાડવાનું કહ્યું, ને તમે તો બીજો જ દાંત પાડી નાખ્યો !'

ડાકટરે દુખતો દાંત પણ પાડી નાખ્યો.

પટેલ મલકાતા મલકાતા બહાર નીકળીને કહેવા લાગ્યા: ' ભાઈ-

સાહેબને એક દાંત પાડવાનો એક રૂપિયો જોઇતો હતો ! છેવટે બે દાંત એક રૂપિયે પાડવા પડયા જ ને ? એક સાજો દાંત પડી ગયો તો ભલે ગયો, પણ ડૉક્ટરને તો બનાવીને આવ્યો ને ?' 'હસતાં બાળ' માંથી

## લાંબુ નાક

એક માણસનું નાક બહુ લાંબું હતું. એથી એનો દેખાવ ભારે બદસૂરત લાગતો હતો. પણ ઘરનો કુળવાન અને ધનવાન, એટલે એક સારા ઘરની સુંદર કન્યા સાથે એનાં લગ્ન થયાં.

એક વાર એની સ્ત્રી આગળ એ પોતાના સદ્‌ગુણનાં ઉદારતાથી વખાણ કરવા મંડયો. ખાસ કરી પોતે કેટલો ઉદાર અને સહનશીલ છે એનું ખૂબ લંબાણથી પારાયણ કરવા માંડયું.

સ્ત્રી આખરે કંટાળીને બોલી: 'ખરી વાત છે. તમારી સહન-



શીલતાની વાત તો હું પણ સમજી શકું છું. એ સિવાય આવડું મોટું નાક તમારા મોં ઉપર વર્ષો લગી રહી શકયું હોત ખરૂં ?'

## કેટલું અંતર ?

સુલતાન મહંમદ ગીજની એક વાર એના દરબારના માનીતા મશ્કરા તઘલખના ખોળામાં સૂતો હતો. તઘલખને બનાવવા માટે સુલતાને પૂછયું: 'તઘલખ, તારા અને ગધેડાની વચ્ચે કેટલું અંતર હશે ?'

મશ્કરો: 'બિલકુલ નહિ, હજુર ! એકદમ જોડાજોડ !'

છુમંતર !



## કૂવામાં ડાકણ

એક છોકરાએ એક વાર કૂવામાં નજર કરી. એનો પડછાયો અંદર પડયો. એ સમજ્યો કે કૂવામાં ચોર છે.

એણે બૂમ પાડી: 'બા, બા, અહીં આવ. આ કૂવામાં એક ચોર છે.

બા દોડતી દોડતી આવી. કૂવામાં જોવા લાગી. અંદર હવે બન્નેના પડછાયા પડયા.

બા નવાઈ પામીને બોલી: 'ખરી વાત છે ભાઈ, એકલો ચોર જ નથી, પણ જોડે કોઈ ડાકણ જેવી બૈરી પણ અંદર છે!'

—છુમંતર

## સોનાના મૂલ્યના

એક હતો વેપારી. એક દુકાન કાઢી એ જથાબંધ વેપારીને ત્યાંથી [illegible]માંથી માલ લાવે ને પોતાના જીલ્લામાં વેચે.

[illegible]થાબંધ વેપારીને લાગ્યું કે પેલો વેપારી પઈસા ભરવામાં ઘણી [illegible]રતો હતો, એટલે એણે ઉઘરાણીનો વિનયભર્યો કાગળ લખ્યો. [illegible] કંઇ જવાબ ન આવ્યો. ફરીથી બીજો લખ્યો તેનો ય જવાબ નહીં.

ત્રીજો કાગળ લખ્યો. ચોથો લખ્યો. એક પછી એક એણે દરેક [illegible]ાગળમાં ધમકી વધાર્યે રાખી. છેવટે એણે પોતાના મુનીમને મોકલ્યો.

"અરે ભાઈ, હજી સુધી તમે અમારો હિસાબ ચૂકતે નથી કર્યો!" મુનીમે કહ્યું. "કાગળના જવાબ પણ ન આવ્યા!"

"તમારા કાગળો તો સોનાના મૂલ્યના હતા. તેની નકલ કરી હું મારા દેણદારોને મોકલતો, તેથી મારું ઘણું લહેણું પતી ગયું. લો, હવે તમારો હિસાબ કરો."

ચંપકલાલ શાહ



## માફ કરો મુરબ્બી!

એક મિયાએ એક વાર રસ્તામાં એક આયનો પડેલો જોયો. ઊંચકીને હાથમાં લીધો તો અંદર પોતાની શીક્કલ જોઇ.

મિયાએ કદી આયનો જોયેલો નહિ એટલે અંદર પોતાનો પડછાયો પડેલો જોઈ એ સમજ્યો કે અંદર કોઇ છે. આયનાને પાછો જમીન ઉપર મૂકતાં એ બોલ્યોઃ 'માફ કરજો, મુરબ્બી! મને ખબર નહિ કે આ ખૂબસૂરત ચીજ આપની માલેકીની છે. સલામ આલેકુમ!'

'છુમંતર'

## પ્રભુ તું સૌંદર્ય

(અભંગ)

પ્રભુ કેવું તારું સુન્દર આકાશ,
સુન્દર પ્રકાશ સૂર્ય આ
સુન્દર તારલા, ચન્દ્ર આ સુન્દર,
સુન્દર આ તેનું ચાંદરણું
સુન્દર આ વૃક્ષો, સુન્દર પંખીડાં
ગીત એ મધુરાં ગાય કેવાં?
સુન્દર વેલીનાં સુન્દર આ ફૂલો
પ્રભુ અમે તેવાં છોરૂ તારાં!
આટલું સુન્દર વિશ્વ જો છે તારૂં,
કેટલો સુન્દર તું યે હશે!

જનાર્દન પ્રભાસ્કર



ધ્રુવ

ચિત્રકાર : કનુ દેસાઈ